ડ્રાફ્ટ કર્યા : તા. ૩-૨-૮૩ પ્રભાતે ૬ વાગે

“ ૐ શ્રી સતપંથ સનાતન, સત્ય અહિંસા પરમો ધર્મ ”

# દૈવી સમાજનું ઘડતર યાને

કચ્છી કડવા પાટીદાર, ‘સમાજ દર્પણ’

## ‘હિન્દ સંસ્કૃતિ’

— યાને —

## સનાતન, સતપંથ, ધર્મના સિદ્ધાંતો તથા જન્મ, મરણની, હિન્દ. સંસ્કૃતિની આચાર સંહિતા

ગત સન ૧૯૭૭માં નખત્રાણા અધિવેશન સમયનું સંકલન-હાલમાં

—० વાંચો, વિચારો, અનુભવ કરો ०—

લેખક : અનામી અંતરઆત્મા

સંકલન નિમિત્ત : સતપંથી અને થિઓસોફીસ્ટ સાધક શ્રી રાવજીભાઈ કાનજીભાઈ
મુ. પો. લીખીકમ્પા * તા. હિંમતનગર * જી. સાબરકાંઠા

પ્રકાશક : સતપંથ સાહિત્ય સેવા મંડળ વતીથી
સ્વ. કાનજીભાઈ રતનાભાઈના વારસદારો

શ્રી અરજણભાઈ કાનજીભાઈ — ચિ. નરસિંહભાઈ અરજણભાઈ
શ્રી દે[illegible]ભાઈ કાનજીભાઈ — ચિ. રણછોડલાલ દેવજીભાઈ
[illegible] — ચિ. ચુનીલાલ રવજીભાઈ
ચિ. બચુભાઈ રવજીભાઈ
શ્રીમતી કુવરબહેન રવજીભાઈ

ડ્રાફ્ટ કર્યા : તા. ૩-૨-૮૩ પ્રભાતે ૬ વાગે

" ૐ શ્રી સતપંથ સનાતન, સત્ય અહિંસા પરમો ધર્મ "

# દૈવી સમાજનું ઘડતર યાને

કચ્છી કડવા પાટીદાર, 'સમાજ દર્પણ'

## 'હિન્દ સંસ્કૃતિ'

— યાને —

## સનાતન, સતપંથ, ધર્મના સિદ્ધાંતો તથા જન્મ, મરણની, હિન્દ. સંસ્કૃતિની આચાર સંહિતા

ગત સન ૧૯૭૭માં નખત્રાણા અધિવેશન સમયનું સંકલન-હાલમાં

—० વાંચો, વિચારો, અનુભવ કરો ०—

લેખક : અનામી અંતરઆત્મા

સંકલન નિમિત્ત। સતપંથી અને થિઓસોફિસ્ટ સાધક શ્રી રાવજીભાઈ કાનજીભાઈ
મુ. પો. લીંબીકમ્પા * તા. હિંમતનગર * જી. સાબરકાંઠા

પ્રકાશક : સતપંથ સાહિત્ય સેવા મંડળ વતીથી
સ્વ. કાનજીભાઈ રતનાભાઈના વારસદારો

શ્રી અરજણભાઈ કાનજીભાઈ — ચિ. નરસિંહભાઈ અરજણભાઈ
શ્રી દેવ[illegible]ભાઈ કાનજીભાઈ — ચિ. રણછોડલાલ દેવજીભાઈ
ચિ. ચુનીલાલ રવજીભાઈ
ચિ. બચુભાઈ રવજીભાઈ
શ્રીમતી કુવરબહેન રવજીભાઈ

નોંધ :–મૌન વાર શુક્રવાર

# નમ્ર વિનંતી સાથે લેખકનું નિવેદન

## હિન્દ સંસ્કૃતીમાં, સનાતન ધર્મના આદર્શો
## તેમજ
## મૃત શરીરને, ભૂમિદાગ કે અગ્નિદાગ શા માટે ?

૧. આ પ્રશ્નોના જવાબ આ પ્રકાશનમાં મળી રહેશે. આ જવાબો 'સમગ્ર હિન્દુ સમાજ જ્ઞાતિની' અજ્ઞાનતા તેમજ જડતાને, જડમૂળથી મીટાવવાની જડીબુટ્ટી સમાન' સમાજના ભયંકર સડાના દર્દને જડમૂળથી જ નિર્મૂળ કરવાનો અકસીર ઈલાજ સમજણની ચાવી' આ પ્રકાશનમાંથી મળી રહેશે.

૨. તેમજ અખિલ ભારતમાં વસતા હમારા કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિબંધુઓને ભવિષ્યમાં સંપ અને સંગઠન કે સંઘબળ સ્થાપવા નૂતન ઘડતર કે નૂતન બંધારણ ઘડવાના હેતુને લક્ષમાં લેવાની પ્રેરણા કે પ્રકાશ પણ મળી રહેશે.

૩. કારણ કે, છેલ્લા ૩૦–૩૫ વર્ષના સમય કાળથી આપણા સમાજમાં સતત 'દૈવી અને આસુરી પ્રકૃતીનું સમુદ્રમંથન' તેવું મંથન મારા દિલમાંજ, મનોમંથન થતું રહેલ હોવાથી 'આત્મ ચિંતન' હર પળે કરતાં કરતાં, જે હાલમાં 'દૈવી સંકેતો'થી મારી કલમને, મારા અંતર આત્માએ પ્રેરણા આપી છે. તેથી તેવા વિષયોને સંકલન કરીને. 'ધર્મના નામે, ઈર્ષાળુ અને આસુરી પ્રકૃતિ કે મનોવૃત્તિવાળા કોમવાદી વિદ્વાનોને' કાંઈક પોત પોતાના દોષો નિરખવાનું ભાથું આ પ્રકાશનમાં મળી રહેશે. અને પછી દરેકે વાંચકોની 'જેવી દૃષ્ટિ, તેવી સૃષ્ટિ ? ના નિયમ મુજબનું આ 'સમાજનું દર્પણ છે.'

૪. અને આ પ્રગટ થતુ પ્રકાશન 'બીલકુલ સાદી અને સરળ ભાષામાં છે. તેમાં માત્ર 'ચર્મ ચક્ષુથી' નજર કરનારાને, 'કંટક કે શુળી સમાન' જણાશે. પરંતુ 'દિવ્ય ચક્ષુથી, 'આધ્યાત્મિક અનુભવથી પ્રકાશમય દૃષ્ટિથી' 'અનુભવની ત્રીજી આંખે' નજર કરનારાઓને વિવેક બુદ્ધિથી વાચન, મનન, અધ્યયન કરનારાઓને આ લખનાર 'અંતરઆત્માનો હેતુ અને ભેદ ભાવાર્થ સહેજે મુશ્કેલી વગર સમજાઈ જશે. માટે આ પ્રકાશનને, ખરીદ કરીને, વાંચો ... અને જે હકીકતો ન સમજાય કે વાંધા જનક જણાય તો' લે... કરો.

એજ નમ્ર વિનતી ...

સહકારી પ્રેસ, હિં...



# પ્રસ્તાવીક

## લેખકના ઉદ્ગારો

: લેખક :

અનામી અંતર આત્મા

નોંધ કર્યા તા. ૨-૨-૮૩

રાત્રીના પ્રભાતે ૪ વાગે.

(૧) હાલ વર્તમાન સમયમાં, ગત તા. ૨૬-૧-૮૩ ના રોજ, 'ઘનસુરા શિક્ષણીક સંસ્થા, સમાજવાડીમાં, એક ધર્મિક પ્રસંગ, ધામ ધૂમથી ઉજવાયો. તેવો પ્રસંગ કચ્છ કડવા પાટીદાર, સનાતની સમાજના, આદ્ય સુધારક, સ્વ. નારાયણભાઈ રામજીભાઈની સંવતસરી તથા સ્વ. ઓધવરામજી મહારાજની નિર્વાણતિથી, આ ઘનસુરા સમાજવાડીના વહીવટ કર્તાઓએ ધામધૂમથી ઉજવેલ છે. અને આ તારીખે, ઉપરોક્ત, બેઉ મહાપુરૂષોનાં તૈલ ચિત્રોને, આ ધનસુરાની ભર બજારમાં, ' શોભા યાત્રા નામે વરઘોડો, બેન્ડવાજા તથા શરણાઈઓના સુરથી, ભજનમંડળીઓમાં પ્રેમ ઘેલાં બનેલાં હમારા જ્ઞાતી બંધુ બહેનોને, નાચ ગાનથી, ભર બપોરના સમયમાં, ધનસુરા ગામના ચોરેને ચૌટે ફેરવીને, સમાજવાડીમાં ઉતારે પાછા આવેલા ત્યારે આવા ભવ્ય પ્રસંગમાં મારી પ્રત્યક્ષ હાજરી હતી.

(૨) પરંતુ આ પ્રસંગના સંચાલકો શ્રી કાન્તીભાઈ કે. પટેલને તથા આ ' સમાજવાડીનો વહીવટ કર્તા કમીટી સભ્યોને, ' વહીવટી તંત્રમાં' છેલ્લા ૩૦ વર્ષની પક્ષપાતી રાજકારણના જેવી ચાણક્ય નીતીને, આજદીન સુધી કોઈ પડકારી શકેલ ન હોવાથી, ૩૦ વર્ષના વહીવટી પોળને પ્રગટ કરવામાં' સાધન નિમિત્ત માત્ર, કચ્છ ભૂજથી પ્રગટ થતાં પાટીદાર સંદેશ, તા. ૧૯મીના મારા લીખીકરપા વાચન, મનન કરતાં, તુરતજ મારા દિલમાં, કુદરતી જાણે કે "દૈવી સંકેતો, થયેલા. તેથી તે સમયમાંજ ' અચકાતી કે, સરી જતી મારી કલમથી, (૪૪૪) શબ્દોનું સંકલન કરવામાં આવેલ હતું. અને તેવા શબ્દોને બ્રહ્મ વાકયની ઉપમા આપીને, નમ્ર નિવેદન, હાલમાં હમારા જ્ઞાતી સમાજમાં 'દૈવી અને

આસુરી પ્રકૃતિના સંઘર્ષ કાળના સમયમાં પ્રસિધ કરવામાં આવેલ હતું. અને તેવા નિવેદનને જાહેર કરવાની માહીતી એક હજાર પત્રિકાઓ તા. ૨૦-૧-૮૩ ના રોજ સહયોગ પ્રેસમાં છપાવીને તૈયાર કરાવેલી. તેની પ્રસિધી આ તારીખ ૨૬મીના પ્રસંગે ન કરતાં અને આ ભવ્ય પ્રસંગમાં વિઘ્નરૂપ થવા ઉતાવળ ન કરતાં, સંયમ જાળવીને, મેં જાહેર પ્રસંગમાં, સમાજના પ્રમુખશ્રીની તથા કેટલાક સનાતની સુધારક મિત્રોની મુલાકાતો લીધેલી. તથા બ્રહ્મ ભોજન પણ સંગાથે લીધેલ. ત્યારબાદ તા. ૨૭ મી ના સહરહુ નિવેદન બુક પોસ્ટથી રવાના કરેલ છે. તથા નિવેદનનું પુસ્તક છપાવવા તૈયારી છે. તેની કિંમત રૂા. ૨/ ખર્ચનારને તથા બુક પોસ્ટ રૂા. ૧। ખર્ચનારને ઘેર બેઠે મળી રહેશે. તે હકીકત નોંધમાં લેવા વિનંતી છે.

(૩) ઉપરાંત ફરીથી આ નાનકડુ પ્રકાશન ખુબ જ ઝડપથી છપાવીને પ્રસિદ્ધ થાય છે. તો આવી હકીકતો હાલના સમાજના વાતાવરણને શુદ્ધિના માટે જરૂરી છે. તેમ જણાતાં આ પ્રકાશનમાં જે હકીકત પ્રગટ થાય છે તે હકીકતોનું "લેખન તથા સંકલન" ગત તા. ૧૨-૬-૭૭ ના પ્રભાતે ૩ થી ૫ ના સમયમાં નોંધ કરેલ હતી, અને તેવા છ વર્ષના અગાઉના સમયમાં સમાજના વાતાવરણમાં જ્યારે કચ્છના નખત્રાણા મુકામે અધિવેશનનું સન ૧૯૭૭ની સાલમાં સનાતની જ્ઞાતી બંધુઓએ આયોજન કરેલું. તેવા જનરલ જ્ઞાતી સમાજના અધિવેશનમાં, કચ્છના સ્થાનીક સુજ્ઞ અને સમજુ સતપંથી સમાજના વડીલોએ, એ પ્રસંગના સંચાલકોની સાથે સમાધાની કરવા પ્રયત્નો કરેલા હતા, છતાં એવા જાહેર પ્રસંગોમાં, ધાર્મિક બાબતોની ટીકા ટિપ્પણી તથા મૃત શરીરને અગ્નિદાગ ફરજીયાત' કરાવવા ઠરાવો કરવાના હતા. તેથી જ કચ્છના સતપંથી સમાજે, એ તા. ૨૧, ૨૨, ૨૩, મે ૧૯૭૭ ના અધિવેશનનો સિદ્ધાંતિક ન્યાયથી બહિસ્કાર કરેલ હતો. તેમ છતાં ગુજરાત સાબરકાંઠા જીલ્લા વિભાગ તરફના કેટલાક સતપંથી મિત્રો મારી સાથે જ સતત ત્રણે દિવસ નખત્રાણા અધિવેશનમાં હાજર હતા. અને બહુમતીથી પસાર થતા એક તરફી ઠરાવોનો વિરૂદ્ધ વાંધો મેં જાહેર પ્રવચનથી તથા લેખીત

નિવેદનથી તે પ્રસંગના પ્રમુખશ્રીને નોંધમાં લેવડાવેલ તે હકીકત સનાતની કે સતપથી સમાજના દરેક સુજ્ઞ જનોની જાણમાં હશે જ, અને એ તેવા અધિવેશનનો “ આંખે દીઠો સંક્ષિપ્ત અહેવાલ ” મારી કલમે છપાવીને તે સમય સન ૧૯૭૭માંજ પ્રસિદ્ધ પણ કરેલ હતો.

(૪) ત્યારબાદ તેવા ઉગ્ર વાતાવરણમાં જ સન ૧૯૭૭ની સાલમાં જ આ સાબરકાંઠા જીલ્લામાં, અને ખાસ કરીને ‘હડમતીયા ગૃપમાં’ “સનાતની યુવક સંઘે” આ ગૃપનાં ગામોમાં ફરજીયાત અગ્નિદાગ કરાવવા તેમજ જ્ઞાતીના લગ્ન પ્રસંગના રીવાજો માટે નૂતન બંધારણ અને તેમની કાર્યવાહક સમિતિની રચના કરી હતી. તેવા તેમનાં, એ વખતનાં બંધારણ તથા ઠરાવો તથા સમિતી સભ્યો વગેરેની નકલો મારી ફાઇલમાં છે. જે કોઈ જ્ઞાતી બંધુંઓને એ હકીકત જાણવાની જીજ્ઞાના થાય તો તેઓ મારા સરનામે પત્ર વહેવાર કરે એ નમ્ર વિનંતી છે.

(૫) આમ આવા ઉગ્ર વાતાવરણના સમય સંજોગોમાં ‘ ધર્મના નામે કુસંપ તથા ભેદભાવો વધતા જતા હતા. તેથી જ તેવો સમય તા. ૧૨/૬/૭૭ ના દીને પ્રભાતે ૩ થી ૫ વાગે જે સંકલન કરેલું, તેવા લેખને પ્રસિદ્ધિમાં લાવવા તે સમયે મેં એક હજાર જાહેર ખબરો પ્રસિદ્ધ કરેલ હતી, તેમ છતાં સતપંથી સમાજના સંચાલકોને, મારા લેખથી સંઘર્ષો વધશે, તેમ જણાતાં તે વખતનો જે લેખ અપ્રગટ રહેલો તે જ લેખ, આજના વર્તમાન સમયમાં આ પ્રકાશનમાં પ્રસિદ્ધ કરવા, સાહસ અને ખર્ચ તથા હિંમત કરીને નિડરતા પણે છપાવવા તૈયાર કરેલ છે.

(૬) અને મને ખાત્રી છે જ કે આજના વર્તમાન સમયમાં, આ પ્રકાશન ખુબ જ ઉપયોગી થશે. અને આપણા જ્ઞાતી સમાજ સીવાયના જે આધ્યાત્મિક સંતો, મહંતો છે, તેવા પક્ષપાત રહિત બ્રહ્મ વેતાઓ, આ પ્રકાશન તેમના અનુભવની અને દિવ્યજ્ઞાન ચક્ષુની ત્રીજી આંખે વાચન કરશે. ત્યારે જ એવા તત્વદર્શીઓ જ આપણા સમાજમાં જે સુધારક સનાતનીઓ સત્યનો રાહ, સનાતન ધર્મના આદર્શોને ભુલ્યા છે?

તેનો ઇન્સાફ, જેમ “ વસિષ્ઠ અને વિશ્વામિત્રનો ઇન્સાફ ” ધરતીનો ભાર વહન કરનારા શેષનાગે કેવી યુક્તિથી વિશ્વામિત્રની સાન ઠેકાણે લાવેલ ? તે નિયમ મુજબ આ પ્રકાશનનું સંકલન, સુધારક સનાતની બધુંઓની ભ્રમણા મીટાવવાનું જડીબુટી સમાન, સાધન બનશે. આટલી વિગત પ્રસ્તાવિક લખીને આગળની વિગત તરફ ધ્યાન દોરવું છું.

## સમાજ દર્પણ

ગત વર્ષ તા. ૧૨-૬-૬૭ નું આ સંકલન વાંચો, વિચારો.

### ભાગ-૧

(૧) ગત તા. ૨૧-૨૨-૨૩ મે ૧૯૭૭ના કચ્છમાં નખત્રાણા મુકામે, આપણા જ્ઞાતી સમાજના સનાતની સુધારકોએ, ત્રણ દિવસનું અધિવેશન યોજેલ હતું. તેમાં તેમણે અધિવેશનનો હેતુ, આપણા જ્ઞાતિ સમાજના કુરિવાજો દૂર કરવવા, ઉપરાંત જ્ઞાતીમાં ધર્મો કે પંથો ભલે અલગ અલગ મનાતા હોય, છતાં ‘ સનાતન ધર્મના આદર્શો’, પ્રમાણે ‘ જન્મથી મરણ પર્યંત સુધીની ક્રિયાનાં આચરણો', હિન્દુ સંસ્કૃતીને અનુરૂપ ’ એટલે હાલમાં કેટલાક ભૂમિદાગ ક્રિયા કરે છે તેવાઓને ફરજીયાત અગ્નિદાગ અપનાવવા, સતપંથી સમાજને સમજુત કરવાનો હેતુ હતો. કે જેથી બીજો હિન્દુ સમાજ આપણી ટીકા કે નિંદા ન કરે અને જ્ઞાતીમાં સંપ અને સંગઠન થાય તેવો હેતુ જાહેર કરેલ હતો.

(૨) આ સનાતની સુધારકો આમ પોતે જ એક વાત કબુલ કરે જ છે કે, તેમના બાપ દાદાઓ બધા જ સતપંથી હતા અને ગત સૈકાઓથી કચ્છમાં બધા જ ભૂમિદાગ દેતા હતા. પણ કચ્છમાંથી મુંબઈ કે વિદેશ જતાં, બ્રાહ્મણોના સંગ દોષથી તેમણે સતપંથ છોડવાનું કબુલ કરે છે જ.

તેથી ત્યારબાદ તેઓએ અન્ય હમો જ્ઞાતી બંધુઓને આ સતપંથના રાહમાંથી મૂકત કરાવવા ભૂતકાળમાં, શામ, દામ, દંડ, ભેદની નીતીઓ અખત્યાર કરેલી. તેવી સત્ય ઘટનાઓનું વર્ણન હાલમાં અત્રે જાહેર ન કરતાં તેવા પ્રયત્નો કરનારાઓને પરિણામે નિરાશાઓ સાંપડેલ છે.

Strategy of Sanatanis - Get rid of islamic rituals and adopt Hindu religious conduct



તેથી જ હાલમાં ચારણ્ય નીતી જાહેર કરે છે કે, તમે 'ધર્મ ગમે તે પાળો' પણ 'ફક્ત બાહ્ય આચરણ સુધારો.' તેવો ઉપદેશ સતપંથીઓને અપાવવા હેતુથી જ નખત્રાણા અધિવેશનમાં લાખોના ખર્ચે ત્રણ દિવસનું ભવ્ય આયોજન કરેલ હતું.

પરંતુ આવા 'સનાતની સુધારકોને, સનાતન ધર્મ કે હિન્દુ સંસ્કૃતિ'નો સંપૂર્ણ અભ્યાસ કે અનુભવ જ નથી. અને તેઓ સૌની ભ્રમણામાં અને શંકાઓ કે વહેમમાં ભૂલાવનાર 'કોમવાદી વિદ્વાનો બ્રાહ્મણો એ જેવું સમજાવેલું તેવું જ બધું સત્ય' માની લઈને, હાલ કળયુગમાં વર્તમાન સમયની સનાતન આદર્શોની આચાર સંહિતાની અવગણનાઓ કરેલ છે. અને જે ભૂતકાળની સામવેદી, દ્વાપરયુગના સમય કાળની, કર્મકાન્ડીની આચાર સહિતા કે રૂઢીઓ, પ્રણાલીકાને જ વળગી રહીને, હઠાગ્રહી બન્યા છે. અને આવા સુધારકો કબુલ કરે જ છે કે, તેઓ બધા 'સતપંથી કમકાન્ડી ઉપાસના કરનારા અનુયાયીઓ હતા.' તેથી તમામ 'સતપંથનાં શાસ્ત્રો તેમણે કંઠસ્થ કરેલાં હતાં' અને તેમને આવા શાસ્ત્રોના અર્થ કે ભેદ ભાવાર્થ સમજવામાં જે શ્રદ્ધા હતી, તેમાંથી શંકા અને ભ્રમણાઓ 'વિદ્વાન બ્રાહ્મણોના જ સંગ દોષથી થયેલી.' પણ 'તે વખતથી જ તેઓ ભૂલ્યા છે!' તે હકીકતનું 'જ્ઞાન કે ભાન' આ વિષયનો આગળનો લેખ સંપૂર્ણ વાંચવાથી જ તેઓને સહજ ભાન થશે. હાલમાં હઠાગ્રહ છે. તેથી તેઓને સમજાવવાનો હમારો જરાપણ હેતું નથી. પન્તુ અન્ય જ્ઞાતી સમાજના વિદ્વાન વાચકો જ આ લેખથી તૂલના કરશે કે કોણ ભૂલ્યા છે?

Sowing doubts in minds of Sanatanis

(૪) કારણ કે હું સર્વે ધર્મપંથોને સમાન આદરથી, વિશ્વબંધુત્વ ભાવનાના સિદ્ધાંતોને માનનારો, થિઓસોફીસ્ટ સાધક હોવા છતાં, સતપંથી અનુયાયી છું. અને સતપંથનાં તમામ શાસ્ત્રોનો મેં સંપૂર્ણ અભ્યાસ મારા બચપણથી જ કરેલ છે.' તેથી તેવા અનુભવથી હું એમ પ્રમાણ સાથે કહી શકીશ કે, આ સંસ્થાનાં સતપંથનાં સાહિત્યો કે શાસ્ત્રો, હીરા અને રત્નની અમૂલ્ય ખાણ સમાન છે, તેમજ તેમાંથી મૂક્તિનો ભેદ સમજવાને તત્વજ્ઞાન સાર મળી શકે તેમ છે, પરંતુ

અમારા જ્ઞાતી બંધુ સુધારકોને આ સતપંથમાં જે હીરા રત્નની ખાણુ છે, તેના બદલે કાળા કોલસા જ હાથમાં આવ્યા. તેનું સંશોધન કરનાર, મૂળ આદિ પુરૂષ સ્વ. નારાયણભાઈએ આ ધર્મપંથને 'ખીચડીઓ પંથ'નું બિરદ આપીને 'પિરાણા પોળ' નામે પુસ્તક ભૂતકાળમાં જ પ્રગટ કરેલાં હતાં, તેમ છતાં આપણી જ્ઞાતી સમાજમાં અને આ સંસ્થાના અનુયાયીઓમાં દીનપ્રતિદીન વૃદ્ધિ થતી ગયેલ છે. દર વર્ષે ગામે ગામ 'નૂતન સતપંથી મંદિરોનાં ઉદ્દ્ઘાટનો થતાં રહેલ છે,' તે સૌને વિદીત છે જ.

This is false statement. Building new temple does not mean increase in number of followers. Fact is flow of Satpanthis joining Sanatan Hindu religion is still going on, till this date ie., year 2020

(૫) આવા સતપંથ ધર્મને છોડનારા અને છોડાવવા પ્રયત્નો કરનારા સ્વ. શ્રી નારાયણભાઈ રામજીભાઈને, નખત્રાણાના અધિવેશનમાં સન ૧૯૭૭ના સમયમાં તેમનાં તૈલચિત્રો તથા સ્વ. રતનસીબાપા વગેર પાંચ વિભૂતિઓનાં તૈલચિત્રોના અનાવરણ વિધિ કરવામાં આવી હતી અને એ અધિવેશનમાં મુખ્ય અતિથિઓ, ગુજરાત રાજ્ય વિધાનભાના એ વખતના અધ્યક્ષશ્રી કુંદનલાલ ધોળકીયા તથા એ વખતના ગૃહમંત્રી શ્રી પોપટલાલ વ્યાસને આમંત્રણો પાઠવી પ્રસંગ ઉજવેલ હતો, તેવા પ્રસંગની તે વખતે મારી કલમે નોંધ લીધેલ છે, આંખે દીઠો અહેવાલ છપાવી પ્રગટ કરેલ છે. (ભાષાની પ્રમણા)

Tailchitra = Oil Paining

(૬) આખા વાતાવરણમાં આ લેખ પ્રગટ કરવાનો હેતુ એ છે કે, આ લેખમાં સનાતન ધર્મ એટલે શું? અને હિન્દુ સંસ્કૃતીના આદર્શોનું રહસ્ય જે આધ્યાત્મિક તત્વજ્ઞાનથી પ્રગટ કરવામાં આવશે. કે જેથી કેટલાક જે મુંઝવણો અનુભવી રહેલા જ્ઞાતી બંધુઓને આશ્વાસન રૂપ આ પ્રકાશન થશે અને આપણા ભારતમાં તથા વિશ્વમાં અનેક સંતો મહંતો મહાત્માઓ, તથા યોગી પુરૂષો તેમજ અનેક ધર્મો પંથોની સપ્રદાયો પ્રચલિત છે. પરંતૂ એવા સર્વ ધર્મો કે પંથો કે સંપ્રદાયોનાથી સર્વોપરી મહાત્મા ગાંધી છે. કે જેણે ભારતની ગુલામીમાંથી મૂકિત અપાવનારાએ ઘડવૈયાને રાષ્ટપિતાનું બિરદ મળેલ છે. તેવા સ્વ. મોહનદાસ કરમચંદ ગાંધીનાં પ્રગટ થયેલાં તમામ સાહિત્યો મારા સંગ્રહ સ્થાન લાયબ્રેરીમાંજ છે જ. અને આ ગાંધી બાપુને, ભારતમાં નાના બાળકોથી માંડીને, વૃધ વડીલો તેમજ દરેક પંથોના 'હિન્દુ યાને મુસલમાન' પીર

To allay doubts of Satpanthis leaving Satpanth religion

પેગમ્બરોના લોક લાડીલાને ઈશ્વરનો અંશાઅવતાર કે પેગમ્બરના ફીરસ્તા મનાવીને, દર વર્ષે તેમની નિર્વાણ તિથીઓ ઉજવાય છે. એટલુંજ નહી પણ ' હાલના શાસન કર્તા ' રાજકારણના વડા પ્રધાન શ્રીમતી ઈન્દીરાબહેન ગાંધી સહિત' આ મહાત્માના પરમ ભક્ત કે સાધક બનીને, શ્રધાંજલીઓ અર્પણ કરીને, સમાધી ઉપર પુષ્પાંજલી અર્પણ કરે છે. અને સ્વ. ગાંધી બાપુના નામેથી, પાણીમાં પત્થર તરાવવાના પ્રયત્નો કરી રહેલો છે એવા આ મહાત્મા, હિન્દુ જ્ઞાતીના વાણીયાએ જે સનાતન ધર્મના આદર્શો વિશ્વમાં પ્રસિદ્ધ કર્યા છે, તેમાં માત્ર 'હિન્દુ હિન્દુજ ભાઈ, ભાઈ કે, પાટીદાર પાટીદાર ભાઇ ભાઇની, સંકૂચિત ભાવનાને બદલે 'હિન્દુ મુસલમાન' ભાઈ ભાઇ, ઈશ્વર અલ્લા તેરે નામ, સબકો 'સન મતી દે ભગવાન,' આવા સનાતન આદર્શો જગ પ્રસિદ્ધ અને જાહેર કર્યા છે. અને 'વેદ તથા કુરાન' બંને એકજ ઈશ્વર કે અલ્લા ખુદાની ઈશ્વરી વાણીના ગ્રંથો છે. તેવા સનાતન ધર્મનાં આદર્શો તેમણે જાહેર કર્યા છે.

આ સનાતના આદર્શો મુજબજ, સતપંથનાં સાહિત્યો કે શાસ્ત્રોમાં સનાતનના આદર્શો જાહેર છે. આટલી વિગતનું સ્પસ્ટનો સાથે સંકલન કરવાનો હેતુ માત્ર એજ છે કે જે 'સતપંથી કર્મકાન્ડ પુજા વીધી મંત્રોમા' ભાષાના સુધારા વધારા કરવા પ્રયત્નો કરતા હમારા સતપંથી યુવાનોને આ લેખમાંથી, સધિયારો કે શ્રદ્ધા મેળવવા, થોડુક આશ્વાસન જરૂર મળશે જ અને આ ભાગમાં આ વિષયને ભાષાકીય સુધારા વધારાની બાબતે લેખ, પૂર્ણ કરતાં સાથે સાથે નીચે મુજબની બાબતો થોડી સ્પસ્ટતા કરવી જરૂરી છે.

બીજુ ઉદાહરણ સ્વામી વિવેકાનંદનું છે. તેમના અમેરિકાના પ્રવાસમાં પ્રવચનોનાં સાહિત્ય ભાગ ૮ સુપ્રસિદ્ધ છે. તે પૈકીના ભાગ ૩ માં પાન ૮ માં ખાસ નોંધ લેવા યોગ્ય ઉદાહરણ સનાતન ધર્મની સીમા કે હદ મર્યાદા બનાવે છે. અને તેઓ પ્રવચનમાં જણાવે છે કે—

અમારો સનાતન ધર્મ સહિષ્ણુ ધર્મ છે. અને સહિષ્ણુ એટલે ? કે સર્વ ધર્મો કે પંથો તરફે સમાન આત્મિયભાવ તેમજ વિશ્વબંધુત્વની

ભાવના સનાતન ધર્મનાનો મુખ્ય આદર્શ છે.

આગળ પ્રવચનમાં જણાવે છે. કે અમે હિન્દુઓ મુસલમાનોની મસીદોમાં નમાઝ પઢતાં અચકાતા નથી. અમો હિન્દુઓ ખ્રિસ્તીઓના દેવળમાં ઘુંટણીએ પડીને પ્રાર્થના કરીએ છીએ. અમો હિન્દુઓ જરથ્રોસ્તીની અગિયારીમાં અગ્નિની ઉપાસના કરીએ છીએ અમો હિન્દુઓ સાકાર મૂર્તિપુજામાં શ્રદ્ધા ધરાવીએ છીએ અમે હિન્દુઓ હલકામાં હલકી ભુત પ્રેતની ઉપાસના કરીએ છીએ એટલું જ નહી પણ હમો હિન્દુઓ અદ્વૈતવાદને એટલે કે સ્વયં આત્મા પરમાત્માની અનુભૂતિ માટે યોગ સાધના કરીએ છીએ એટલે હમારો સનાતન ધર્મ જુદા જુદા ધર્મો પંથોના સમનવય રૂપી પુષ્પોનો સુંદર ગજરો બનાવી સમાન ભાવથી ઉપાસના કરવા સંકોચાતા નથી. એવો સનાતન ધર્મ ચિરંજીવ અને શાશ્વત છે.

ટીપ.–ઉપરોક્ત સ્વામી વિવેકાનંદનાં પ્રવચનો તેમના પુસ્તક ભાગ–૩ મ વાંચનારને ખાત્રી થશે કે તેવા આદર્શો અને સિદ્ધાંતોની સદભાવના સતપંથના સદગુરૂશ્રી ઈમામશાહ બાપાએ જે પુજાવિધિ કર્મકાન્ડ સંતોની ઉપાસનામાં આવી જ સહિષ્ણુતા તેમજ વિશ્વ બંધુત્વની ભાવનાની ઝાંખી થાય છે અને આવી સતપંથીઓની કર્મકાન્ડી પુજાવીધીમાં જે શબ્દો અને વાકયોની રચના કરવામાં આવી છે તેમાં જગતની ઉત્પત્તીથી હાલ વર્તમાન સમયના યુગ પુરૂષે અરબી સ્વરૂપે વેદ વાણી પ્રગટ કરી ત્યાં સુધીની વિષ્ણુ ભગવાનના અવતાર લીલાનાં વર્ણન તથા ગુણગાન છે. જેવા કે સ્વામી તમે ઓમકાર માંહે આપોઆપ શક્તિરૂપી જપાવ્યો જાપ, સ્વામી તમે શ્રી મચ્છ, તમે શ્રી કૂર્મ, તમે શ્રી વ્યારાહ, તમે શ્રી નરસીંહ, તમે શ્રી વામન, તમે શ્રી ફરસુરામ, તમે શ્રી રામ, તમે શ્રી કૃષ્ણ, તમે સ્વામી શ્રી બુધ, તમે સ્વામી શ્રી અરબી સ્વરૂપે પીર પેગમ્બર, તમે આમ દરેક જ્ઞાતિ કે જાતીમાં જે જે યુગમાં જુદા જુદા સ્વરૂપે લીલા કરી તેના ગુણગાન ગાવામાં કોમવાદી યુવાનોને અરબી ભાષામાં ભ્રમણા થઈ ત્યારે સ્વ. મહાત્મા ગાંધીજી જેવા મહાપુરૂષો વેદ અને કુરાન આયાતોની પ્રાર્થનાઓ જાહેરમાં દિલ્હી બીરલા ભવનમાં પ્રકાશિત

પ્રકાશિત કરીને સમગ્ર ભારતને ઉપદેશ આચરણથી આપેલ છે, તે આપ સૌની જાણમાં છે.

**સ્પષ્ટતા :— સતપંથી વિદ્વાનો કે યુવાનોને નમ્ર વિનંતી અને સતપંથની ટીકા કરનારાઓને, કડક ચેતવણી :-**

(૧) આપણાજ્ઞાતી સમાજમાં, ગત વર્ષોથી કેટલાક આય વિદ્વાનો એ, સતપંથનાં સાહિત્યો બાબતે, તથા સંસ્થા પીરાણાની ગાદીના આચાર્યોની તથા 'સદ્ગુરૂ શ્રી ઈમામશાહ બાવાની બદનક્ષી કરતી કેટલીક પત્રિકાઓ છપાવેલી' મારા કબજામાં મારી ફાઇલમાં પડેલી છે. તેવી પત્રિકાઓથી સમાજમાં સંપ અને સુલેહ શાન્તીના બદલે કુસંપ અને સંઘર્ષો વધતાં જાય છે. તેમ છતાં દર વર્ષે તેવી ટીકા કરનારોને કે સતપંથીઓને શિક્ષણ માટે કેટલીક પત્રિકા પ્રકાશનો છપાવીને મેં પ્રગટ કરેલાં છે. તેના નમુના પણ મારી ફાઈલમાં છે જ, અને તેવા હેતુને સિદ્ધ કરવા મેં અનાજ લીધા સીવાય પગપાળા પ્રવાસ, ૯૦૦ કીલોમીટરનો લીખી કમ્પાથી દિલ્હી સુધી તપસ્યા કરીને સમગ્ર સમાજના જ્ઞાતી બંધુઓને આત્મ નિરિક્ષણ કરવા, સંપ સંગઠન કરવા પત્રિકાઓ દ્વારા જાણ કરેલી છે. તેવા હેતુનો સ્મૃતિગ્રંથ છપાઈને હાલે તૈયાર થયેલ છે.

(૨) તેમ છતાં આવા 'મારા પ્રયત્નો તરફ લક્ષ ન આપનારા ' કેટલાક સતપંથી વિદ્વાનો, ગત પાંચ વર્ષથી સંસ્કૃતના અથર્વ વેદને લાખોના ખર્ચે છપાવવા અથર્વવેદી પંડીતોની સલાહો લઇને, તેવા હેતુથીજ સમિતીઓ મારી અજાણમાં રચીને, કાર્યવાહી કરી રહ્યાની મને જાણ થયેલી તેથી તેવા મિત્રોની મુલાકાતો તેમના ઘેર સામે પગલે મેં લીધેલી છે. તેમજ તેઓને મારા અનુભવોનો ઉપયોગ કરવા વિનંતી કરેલ છે અને તેમણે મારા લીખી કંપા આવવા ખાત્રી પણ આપેલા છે. છતાં સંજોગો વસાત તેઓ મારી શક્તિનો ઉપયોગ કરવા હાલ સુધી તૈયાર નથી. તો તેમને નમ્ર વિનંતી છે, કે, આજ પછીથી અથર્વ વેદ સંસ્કૃતને છપાવવાના કાર્યોને હાલમાં ઉતાવળ ન કરતાં, પ્રથમ 'સતપંથી મુખી મુખીઓની શિબીરોનું'

આયોજન કરો. તેમાં મારા અનુભવની જરૂર પડેતો મને જાણુ કરો, તેટલી નમ્ર વિનંતી છે.

(૩) સાથે સાથે સનાતની કે આર્ય સમાજી વિદ્વાનોને, મારા જ્ઞાતી બંધુને નમ્ર વિનંતી સાથે કડક ચેતવણી આપું છું, કે આ પ્રકાસન પ્રગટ થયા બાદ 'જો આપ આ સતપંથ પીરાણા સંપ્રદાયની બાબતે બદનક્ષી કે જુઠી હકીકતો જાહેર કરીને ટીકા ટીપણી, કરશો તો તેવી પ્રવર્તીથી સતપંથ સમાજ કે સમગ્ર સમાજમાં જે દૈવી અને આસુરી સંઘર્ષો વધતાં જાય છે, તેના સામે 'ધર્મના રક્ષણ માટે કાયદો' ફોજ-દારી ગુનાઓ કલમ ૨૯૫, ૨૯૮ મુજબની કાર્યવાહી કરવા 'જો સતપંથ સમાજના વડીલો મને સહકાર આપશે તો બદનક્ષી કરનારાઓને દંડ અને સજા કરાવવા પરમાત્મા મને વકીલાત કરવાની શકિત આપશે, તેની પણ નોંધ લેશો.

## ભાગ-૨ જો

## હિન્દુ સંસ્કૃતીના સનાતન આદર્શોમાં માત્ર અગ્નિદાગ પવિત્ર શા માટે ? ભૂમિદાગ અપવિત્ર શા માટે ?

આવા પ્રશ્નોનો જવાબ આ નીચે મુજબના સંકલનમાં વાંચો :—

**પ્રસ્તાવીક** :— સનાતન ધર્મના આદર્શોમાં, સતપંથીઓથી અભડાતા, એવા હમારા સુધારક જ્ઞાતી બંધુઓ એ સન ૧૯૭૭ માં નખત્રાણાના અધિવેશનમાં લાખોના ખર્ચ કરીને સંપ અને સંગઠન કરાવવાના બદલે વિગ્રહો, કુસંપ વધારેલા છે. તેની સાબીતી માટે જ હાલમાં ગત તા. ૨૬/૧/૮૩ ના ધનસુરા મુકામેની હમારી જ્ઞાતીની સમાજવાડીના સંચાલકોની 'આવી જાતની ભેદ ભાવની નીતીને પડકારતું નમ્ર નિવેદન એ વહીવટ કર્તા ધનસુરા સમાજવાડીના સંચાલકોને મોકલેલ છે. પરંતુ 'એવા પ્રગટ થયેલા નિવેદનમાં જે મુખ્ય બાબતો સતપંથ ધર્મમાં ભાવાકીય સુધારાની તથા ભુમિદાગ કે અગ્નિદાગ વિષેની ગેર સમજુતીઓને દૂર કરાવી શકાય, તેવી જે વિગતો પ્રગટ કરાવી હાલે જરૂરી જણાતાં, અત્રે આ પ્રકાશનમાં પ્રગટ કરવામાં આવે છે.

કારણ કે આ નોંધ ગત પ્રસંગ સન ૧૯૭૭ નખત્રાણા અધિવેશન સમય કાળની હોવા છતાં, હાલમાં તેવું વાતાવરણ સંઘર્ષના રૂપમાં ચાલુ છે, તેથી આ પ્રકાશન દરેકને ઉપયોગી જણાશે. તેવા અનુમાનથી ધારણા કરીને, આ સંકલન કરવાની પ્રેરણા મારા દિલમાં બિરાજમાન 'આત્મા પરમાત્માની પ્રેરણાથી પ્રગટ થાય છે.' આવી સ્પષ્ટતા કરીને આ બીજા ભાગમાં પ્રાથમિક ભૂમિકામાં જણાવવાનું છે કે, સનાતની સુધારકો 'આવી સતપંથીઓની ભૂમિદાનની ક્રિયાઓને 'મુસલમાની રૂઢી દફનવિધિની ઉપમા આપીને' એક બીજાના સગાં સંબંધોના વહેવારો તોડી નાખવા સુધી સુગ આભડછેટ જાહેર કરી હતી. તેમ છતાં 'જ્ઞાતિ સમાજમાં' અને 'કચ્છ ગુજરાતમાં સતપંથી અનુયાયીઓ મોટા પ્રમાણમાં હોવાથી' સમાજ વાતાવરણને ઉગ્ર ન બનાવતાં ટીકા કરનારાઓ સામે પણ માન ભર્યું વર્તન અને ઉદારતા બતાવીને સહનસીલતાના સદ્ગુણોથી, સહિષ્યતાની ઉદાર નીતી અખત્યાર કરનારા સતપંથીઓની, અવગણના કે ધૃણા કરવા હાલમાં શરમાતા કે અચકાતા નથી. અને હાલમાંજ ગત તા. ૨૫-૧૨-૮૨ના જનસત્તા અખબારમાં જે લેખ પ્રગટ કરનારા તલોદના ડૉ. શ્રી કેશુભાઈની કલમેથી ઘમ્મર વલોણામાં સમગ્ર જ્ઞાતી સમાજ, કચ્છ કડવા પાટીદારને સનાતન સંસ્કૃતીનો બોધપાઠ આપવા લેખ પ્રગટ કરાવેલો હતો. તેની જાણ હમોને થતાં તુરતજ હું મારા સતપંથી સાથીદાર મિત્રોને મારી સાથે લઈને, તલોદ મુકામે ડૉ. કેશુભાઈની સાથે ઘમ્મર વલોણાના લેખના મુદ્દાની હમોએ મંત્રણા કરી હતી. તેથી તેમણે એક તરફી હકીકત જે પ્રગટ કરેલી, તેમાં ફરીથી દિલગીરી દર્શાવતું તેમનું મંતવ્ય તા ૭-૧-૮૩ ના જનસત્તા અખબારમાં પ્રગટ કરેલ છે. તેવા તા. ૨૫-૧૨-૮૨ તથા તા. ૭-૧-૮૩ ના જાહેર અખબાર જનસત્તામાં સમાચારો, કોઈને વાંચન કરવાની જીજ્ઞાસા થાય તો, મારા સરનામે પત્ર વહેવાર કરે. તો તેમને માહીતી મળશે. અખબારો ફાઈલે છે.

Marital relations were in danger

(૨) પ્રસ્તાવીક ઉપરોકત બીના જાહેર કરીને મુખ્ય મુદ્દાના વિષય તરફ વાચકોનું લક્ષ અપાવું છું કે, જે સનાતન ધર્મના કે હિન્દુસંસ્કૃતીના બાહ્ય આંચારોની બાબતે, સુધારકો માનવીના મૃત શરીરના દાગની

ક્રિયામાં, માત્ર અગ્નિદાગનેજ પવિત્ર મનાવે છે. તેથી હાલમાં તેવા કોમ વાદી વિદ્વાનોને, તત્વજ્ઞાનની ભાષા કે ઉદાહરણોના અલંકારોથી ઉપદેશ આપવાની અત્રે કોઈ જરૂર જણાતી નથી. અને કહેવત છે કે, જેવા સાથે તેવા ● થાય તો જ આજના આસુરી યુગમાં ટકી શકાય. માટે તેમ છતાં હાલમાં થોડાંક ઉદાહરણો, ઉંટ વૈદની જેમ' દાકતર બનીને આવા ભયંકર દર્દનાં ઓપરેશન કરવાની ક્રિયા કરવા માટેજ મારી કલમ ચલાવવા સતત ' મારા દિલમાં ચાલતા, સાત સમુદ્રના ખારા સાગરમાંથી અમૃત કાઢવા દિલ દરિયામાંથી, ઘમ્મર વલોણામાંથી, જે, આ પ્રેરણા મેળવી છે, તે 'હૈયે તેવું હોઠે' આ પ્રકાશનમાં પ્રગટ થાય છે.

જો 'અગ્નિદાગ જ પવિત્ર અને સનાતન ધર્મનો સિદ્ધાંત કે આદર્શ હોય તો' પછી હિન્દુ જ્ઞાતીના કેટલાયેક સાધુ, સન્યાસી, સંતો મહાત્મા-ઓને, મૃત શરીરની ક્રિયામાં સમાધીઓ કે ભૂમિદાગ શા માટે? અને સમાધી એટલે? ભૂમીમાં મૃત શરીરને ભંડાવારની ક્રિયા કરવામાં આવે છે. તો તેવી ક્રિયા પણ શા માટે? કારણ કે, 'અગ્નિદાગ જ જો પવિત્ર અને સનાતન આદર્શ હોય તો; તેવા સાધુ સન્યાસીઓને અગ્નિદાગ દેવા માટે શું લાકડાં નથી મળતાં? અરે તેવા મહાત્માઓને તો ચંદનની ચિતા ખડકીને ક્રિયા કરવામાં શાની ખોટ છે? કદાચ અમારા જ્ઞાતી સુધારક બંધુઓ એમ કહેતા હોય છે કે, સમાધી અને દફનાવવાની ક્રિયામાં ફર્ક છે. અને હું પણ માનું છું કે, ફરક છે જ.' પરંતુ મૃત શરીરને ભૂમિમાં સુવડાવો, તથી મુસલમાની રૂઢી? અને મૃત શરીરને આસન વાળીને બેસાડો, તેથી હિન્દુ વીધી? ભલે મનાવતા હોય પણ મારો કહેવાનો ભાવાર્થ એ જ છે કે, ' આ બેઉ ક્રિયાને અગ્નિદાગ કરતાં અપવિત્ર શા માટે? અને સન્યાસીને આસન વાળીને તથા મુસલમાનને સુવડાવી દેવામાં, ભાવાર્થ તો ભુમિદાગનો એક જ થાય છે. તો માત્ર આવા ભેદ ભાવના કારણે હમારા જ્ઞાતીના બંધુઓને ભુમિદાગ કરનારા હમો સતપંથીઓની સમશાન યાત્રામાં આવતાં અભડાય છે. હમારો બહિષ્કાર કરવા ઠરાવો કરેલા છે, અને બીજા, હિન્દુભાઈઓ ટીકાઓ કરતા હોવાથી, તેમને હમારા વતીથી નીચું જોવું પડે છે. તેથી

Sanatanis do not join in Shamshan Vidhi of Satpanthis

તેવા હમારા જ સગા કુટુંબી મારા ભત્રિજા, કે જે હિંમતનગર પાસેના હરિપુરા કમ્પામાં રહે છે તેવા શ્રી મનજીભાઈ કરસનભાઈ એ જયારે મારા પિતાશ્રી કાનજી બાપા ગુજરી ગયા ત્યારે તેમણે હમારી સાથે આવા કારણસર હમારો બહિષ્કાર કરીને સત્યાગ્રહી બન્યા છે. કે જેથી હમોને " સનાતનના આદર્શોનું ભાન કરાવવા તેમણે સત્યાગ્રહનું શસ્ત્ર હમારા સામે ઉગામેલ છે. અને તેવા સમય સંજોગોમાં જ નખત્રાણા અધિવેશનમાં એ મનજીભાઈ કરસને આગેવાની લઇને ઠરાવ નં. ૧૮ માં 'ફરજીયાત અગ્નિદાહ કરવવા' દરખાસ્તો મૂકી હતી, તેથી તેના વિરૂદ્ધમાં મેં ત્યાંથી જાહેર સભામાં લેખીત વાંધા સાથે જાહેર પ્રવચનથી વિરૂદ્ધ નોંધાવેલ તે, તેઓ દરેકની જાણમાં છેજ તેમજ એ ત્રણ દિવસના અધિવેશનમાં, શિક્ષિત મહિલાઓએ સ્ટેજ ઉપરથી સુંદર કાર્યક્રમ રજુ કરેલ હતો, ત્યારે મહિલાઓને લાજ ઘુંઘટ વિષે તેમજ શિક્ષણ કેળવણી વિષે વ્યાસપીઠ ઉપર સંબોધન કરનારી શિક્ષીત બહેનોની સંગાથે, હમારા ભત્રિજા શ્રી મનજીભાઇ કરસનભાઈનાં ધર્મપત્નિ સતી સીતા સમાન શ્રીમતિ શાન્તાદેવીએ પણ નખત્રાણા અધિવેશનમાં મહિલાઓને શિક્ષણ આપવા આગેવાની લીધી હતી, પરંતુ એવાં બેઉ હમારા કુટુંબી જુગલ જોડી, રામ–સીતા સ્વરૂપ શ્રી મનજીભાઇ તથા શ્રીમતિ શાન્તાદેવીએ હમારા પિતાશ્રી કાનજીભાઇ રતનાભાઈના અવસાન વખતમાં, ભૂમિદાગની વિધીથી અભડાઈ જતાં હોવાનું 'હડમતીયા ગૃપમાં તેમણે કરેલા બંધારણ'નું પાલન કરતાં હોવાથી એ સમયથી આજદીન સુધી તેમણે હમારો બહિષ્કાર કરીને હમારા સામે સત્યાગ્રહ જારી રાખેલ છે, તેને મદદરૂપ થવા એમના સુધારક મિત્રો કેમ કોઈ આજદીન સુધી સમાધાન કે સત્યાગ્રહનાં પારણાં કરાવવા લક્ષમાં લેતા નથી? એ એક દિલગીરીની બાબત છે. અને સમય સમય કાળની બલિહારી છે ને? કહેવત છે કે:-

'સમય સમય બળવાન છે,' નહીં પુરૂષ બળવાન,
કાબે અર્જુન લૂંટીઓ, એહી ધનુષ, એહી બાણ.

અંતમાં આ પ્રકાશનમાં, ઉપરની વિગતોમાં જે બે, ઉદાહરણો સાહાં દ્રષ્ટાંતો આપવામાં આવેલાં છે, તે ઉદાહરણો, જડતા અને

અજ્ઞાનતાને કાપવાની જડીબુટ્ટી સમાન છે. તેથી તેને ફરીથી અત્રે ટુકમાં યાદ અપાવું છું.

(૧) પ્રથમ ઉદાહરણ :– એક પ્રવાસી મુસાફરને રસ્તામાં ત્રણ ભીલ સામા મલ્યા અને બકરાંના બચાંને કૂતરાનું બચું છે. તેવી જે ભ્રમણા અને શંકા દ્રઢ બનાવી તેથી બકરાંના બચાંને છોડી દીધેલ. તે, ઉદાહરણ સુધારકો હૈયામાં રાખે.

(૨) બીજું ઉદાહરણ :– એક કસાઇના બાહ્યકર્મની ચિંતા કરનાર સન્યાસીનું છે. તેમાંના સારાંશ મુજબ " સુધારકો પોતાની ચિંતા ન કરતાં સતપંથીઓની ચિંતા કર્યા કરેછે.

તેથી આવા ઉદાહરણોના અંતમાં, ટિપણીથી જણાવવાનું કે :— આપ જ્ઞાતી બંધુઓએ, સતપંથ છોડી દીધા પછી, કોઈ પણ સતપંથીઓ એ આપને સતપંથ સ્વિકારવાની શીખ આપી નથી. તેમજ આપને ભુમિદાગ છોડી દીધા પછીથી અગ્નિદાગ સ્વિકાર્યો ત્યારબાદ આપને, ભુમિદાગ માટે કોઈ પણ આગ્રહ કરતા નથી અને આપ સુધારકોએ સ્વ. નારણભાઈ રામજીભાઈના નેતૃત્વથી તેમની છત્રછાયાથી, જે પ્રેરણા મેળવી છે. સને ૧૯૭૨ પછીથી ભગિરથ કાર્યો કરવા, શિક્ષીત બંધુઓ એ ' તદર્થ સમિતી ' તથા નુતન બંધારણ ઘડીને, 'સનાતની યુવક સંઘની સમિતીઓ, દેશ વિદેશનાં પાટનગરોમાં રચના કરી છે. તેમાં પણ ધાર્મિક સુધારણા કરવા સતપથી જ્ઞાતી બંધુઓને સુધારવા જે પ્રયત્નો ભુતકાળમાં કરી ચૂકયા છો તેના ઉપરથી મને આ લખતી વખતે ત્રીજુ સાદુ ઉદાહરણ યાદ આવે છે. તે નીચે મુજબ છે.

એક ઉંદરની સાત પૂંછડી હતી. તેથી તેને લોકો 'ઉંદર સાત પૂછડીઓ, કહીને ખીજવતા હતા. તેથી વારા ફરતી પૂંછડીઓ કપાવાનું શરૂ કરેલ તેવા ઉદા હરણ મુજબ કચ્છમાંથી આપણે ગુજરાતમાં વસવાટ કર્યો. ત્યારે સુધારકો બધા સતપંથી મંદિરો બાધવામાં સાથે હતા પછીજ ગામે ગામનાં સતપંથી મંદિરોમાંથી સુધારકો છુટા થયા. કારણ કે, તેમણે પેલા ઉંદરની

માફક સાતે પૂંછડીઓ કપાવી નાખી. પછી સતપંથીઓને 'આપ સમાન' બનાવવા, સતપંથી મંદીરોનાં ખંડન કરીને સતપંથીઓની પૂંછડીઓ કાપવાની પ્રવૃતીઓ કરી. અને સુધારકોએ લક્ષ્મી નારાયણનાં મંદિરો ગામે ગામ બંધાવવા શરૂ કરેલાં. ત્યારે હમને બધાને પ્રસંગમાં ભાગ લેવાને જે નિમંત્રણો આપેલાં છે, તેવા હરેક પ્રસંગોનાં આમંત્રણો હાલ મારી ફાઈલમાં છે.

'સતપંથીઓનો સ્વભાવ' જેમ દતાત્રેયના ગુરૂ–૨૪ હતા. તે પૈકીના એક કૂતરાને ગુરૂ કર્યા હતા. તેનું કારણ? કૂતરાંનો સ્વભાવ, જો કૂ, કૂ, કરો તો, પૂંછડી પટ પટાવી દોડતાં આવે, અને હડ, હડ કરો તો નાસી જાય. તેમ લક્ષ્મી નારાયણ મંદિરોના પ્રસંગોમાં. હમો સતપંથીઓને નિમંત્રણો મલતાં ને હમો બધા પૂંછડીઓ પટાવીને પ્રસંગમાં ભાગ લેતા અને હમોને એવા પ્રસંગોમાં માન, આદર આપીને ઉચા આસને બેસાડતા હતા. અને હમો કુલાઇ જઈને યથા શકિત દાન દક્ષિણાઓ દરેક પ્રસંગે આપતા હતા. તેવા હમારા ભોળા સ્વભાવથી પછી હમારી પુછડીઓ કેમ કપાશે? તેની પણ હમોને ખબર ન હતી અને તેવા પ્રસગોમાં જ્યારે ભોજન સમારંભોમાં ભેગા બેસીને જમતા હતા. ત્યારે સુધારકો કોઈ જ અભડાતા ન હતા. પણ સતપંથીઓમાં મૃત્યુ થાય ત્યારે સમશાને જવામાં સુધારકો ને 'લાજ, શરમ કે આભડછેટ નડતી હતી. તો આવા સુધારકોની 'આચાર સંહિતા' અને 'બ્રહ્મ તત્વનો ઉપદેશ' ગ્રહણ કરીને પછી જ્ઞાતીમાં, આવા સુધારકોનાં બિરદ મેળવી સપ સંગઠન કરવા પ્રયત્નો કરે છે. ત્યારે હાલના ગાંધી યુગના સમય કાળમાં અને આજ રોજ ' આ સંકલન કરવાનો દીવસ પણ શુક્રવાર છે. અને દર શુક્રવારના મારો સંકલ્પ મૌન રહેવાનો છે. તેથી આ સંકલનની શરૂઆત આજે પ્રભાતના ગાંધીવંદનના, રેડીયામાં ઉદગારો સાંભળવા પછીથી નોંધ કરવી શરૂ કરી છે. અને આજના આખા દિવસમાં ખુબ શાન્તીથી આ સંકલન કરતાં અત્યારે ઘડીયાળમાં સાંજના ૬ વગ્યાના ટકોરા થાય છે. ત્યારે સાંજની સંધ્યા કાળના સમયમાં નીચે મુજબ નોંધ કરૂ છું અને આથમતી સંધ્યાએ હુ, આશાવાદી છું કે, આજના વિજ્ઞાન યુગમાં તેમજ આજના આધ્યાત્મિક

યુગમાં, જો આપણા ભારત ભરના જ્ઞાતી બંધુઓ ધર્મના વિષયમાં, જે ગેર સમજુતીઓ છે. તે મીટાવવા, સનાતની સુધારકો બુધિમાન છે, તેઓ મારી ઝૂપડીમાં આવવા અને મારી સાથે સમાગમ કરવા નજીકનાજ સમયમાં વિચારતા થાય કારણ કે, આપણા જ્ઞાતી સમાજના સમગ્ર વિભાગમાં રહેતા સતપંથી કે સનાતનીઓએ ભગિરથ પુરૂષાર્થ કરીને, ઉદ્યોગ ધંધાઓ વિકસાવીને પરમ સિધિઓ મેળવી છે ધન સંપતિ ભૌતિક સંપત્તિ પ્રાપ્ત કરી છે. પણ તેવી લક્ષ્મી શકિત તો માયા સ્વરૂપ છે. એવી માયા કે લક્ષ્મીના કરતાં, મૂલ્યવાન શકિત સરસ્વતીની સાધના કરીને દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવી જરૂરી છે. 'માટે એવા ઉમદા હેતુને જો લક્ષમાં રાખવામાં આવશે' તો સુધારકોએ સતપંથી સમાજના બુદ્ધિમાન વડીલો સાથે, વાદવિવાદથી પર રહીને, 'જો સમાગમ કરવાની શરૂઆત કરશે' તો ધર્મના નામે જે અરસ-પરસની જડતા કે અજ્ઞાનતાને સત્વરે નાબુદ કરવાનું ભગિરથ કાર્ય કરી શકીશું. અને આમ આવી શુભ શરૂઆત, આપણા સાબરકાંઠા જીલ્લામાં જે મધ્ય હડમતીયા કમ્પાના જ્ઞાતિ બંધુઓ, આ બાબતે આત્મ નિરીક્ષણ કરવા નોંધમાં લેશે. કારણ કે શ્રી વેલજીભાઈએ આ હડમતીયા કમ્પામાં જે ગૃહસ્થાશ્રમ છોડીને સન્યાસ આશ્રમ તરફ પ્રયાણ કરવા છેલ્લા ૩૦ વર્ષથી આશ્રમ બંધાવી તપસ્યા કરી રહ્યા છે. તેમણે શરૂઆતમાં જ સ્વામી માધવતિર્થને ગુરૂ કર્યા, ત્યારે એક પત્રિકા છપાવીને મને ભેટ આપેલી હતી, તેમાં સતપંથીઓને સનાતન ધર્મનો અભ્યાસ કરવા, સાહિત્ય છપાવવાની જાહેરાત મારી પાસે મોજુદ છે. અને તે સમયમાં મેં સામે પગલે પ્રેમઘેલો બનીને હડમતીયા કમ્પે તેમના આશ્રમમાં મુલાકાતો લીધેલી ત્યારે હમારી તે વખતની મુલાકાત સાત્વીક શુદ્ધ ભાવનાની હતી. અને તેવી મુલાકાતની પ્રથમ યાદીમાં તેમણે મને એક સ્વામી ચિદાનંદ સરસ્વતી લેખીત કુલ્લે–પર કાવ્યો 'ચેતન બાવની' નામે ભેટ અર્પણ કરેલ. એવી ભેટ અર્પણ કરવાનો શ્રી વેલજીભાઈનો હેતુ મને આત્મબોધ ગ્રહણ કરવાનો સંકેત હતો. માટે આટલા સમય કાળ બાદ હાલમાં એમની ભેટનાં–પર–કાવ્યો પૈકીનાં ફકત ૩ કાવ્યોની યાદી તેમના ઉપકારના બદલાના વળતર સ્વરૂપે અત્રે આ પ્રકાશનમાં

નીચે મુજબ જાહેર કરૂં છું, તે દરેકને બોધપાઠ આપશે જ.

કાવ્ય ૩ 'ચેતન બાળની' લેખક સ્વામી ચિદાનંદ

કાવ્ય ૧

સમય રોકાતો નથી, પળ પળ કરીને વહી જાય છે,
સમય ને સમજે નહી તે, આખરે પસ્તાય છે;
ગત સમય આવે નહી, જેમ નદી પુર વહી જાય છે,
તૂ, યાદ કર કીરતારને, ચેતન, સમય વહી જાય છે.

આ કાવ્યનો ભાવાર્થ જો શ્રી વેલજીભાઇ પોતાના જીવન માટે આત્મ ચિંતન કરશે તો ભૂતકાળના સમયની ચિંતા ન કરતાં વર્તમાન સમયમાં જે તક તેમને ઝડપવાની છે. તે ગંગા સતીના ભજન મુજબ વિજળીના ઝબકારે મોતી પરોવવાનો સમય આવી રહેલ છે. આંખ મિંચાશે તો, ડુબ ગઈ દુનિયા.

**ટીપઃ-** આટલી નોંધ કરતી વખતે આજે શુક્રવારના દીને સાંજના સંધ્યા કાળે સૂર્યનો અસ્ત થાય છે. અને મૌન વૃત પુરૂં થાય છે. અત્રે કલમને સહજ વિસામો આપીશ. નોંધ સાંજના ૬-૩૦ કલાકે કરેલ.

કાવ્ય ૨

તુ, કોણ છે. ને કયાં હતો, આવ્યો અહીં કયાં જાય છે;
આ, ગુઢ પ્રશ્નો પુછ દિલને, ઉકેલ કેવો થાય છે.
પ્રભુ કૃપાને સતસંગથી, આ ઉકેલ ઉકલી જાય છે;
તુ, યાદ કર કિરતારને, ચેતન સમય વહી જાય છે.

ટીપ .- આ કાવ્યના ભાવાર્થ મુજબ જો શ્રી વેલજીભાઇ ખુદ પોતાના આત્મ સ્વરૂપની અનુભૂતિ કે ઝાંખી કરે તો, નામ અને રૂપના ભેદભાવો તથા હિન્દુ કે મુસલમાન જ્ઞાતીના, કોમવાદના મત મતાંતરો મટી જાય તેમજ સનાતન એજ સતપંથ ધર્મ છે. તેવો ભેદ સમજવા ભ્રમણાઓ મટી જાય-એ સમય નજીક આવે છે.

કાવ્ય ૩

દોષ બીજાના નિરખવા, તુ સદા હરખાય છે;
દોષ પોતાના નિરખવા, વૃતિ કદી નવ થાય છે.
પણ ગુણ જોઇને ગ્રહણ કરવા, ઈશ્વરી એ ન્યાય છે;
તુ, યાદ કર કિરતારને, ચેતન સમય વહી જાય છે.

આ ત્રીજા કાવ્યના કથન મુજબ, આજ સુધી સુધારકો જે માત્ર સતપંથીઓના દોષ દુર્ગુણો જોતા હતા. અને તેમણે પ્રથમ પ્રખર વેદાંતી ગુરૂ સ્વામી માધવ તિર્થના તથા ત્યારબાદ સ્વામી કૃષ્ણાનંદજીના સાનીધ્યમાં રહીને છેલ્લા ૩૦ વર્ષથી આશ્રમોમાં યોગ સાધનાની તાલીમ લીધેલ છે. તેમ છતાં તેમની જે મનની મલીનતા કે, હૃદયની શુધિનાં સાધનો આત્મનિરિક્ષણ કરવા માટે મંથન કરીને મેળવી ચૂકયા હોત તો, પોતાના મુળ સ્વરૂપ આત્માની પ્રતિતી પહેલાં પ્રથમ સ્થૂળ દેહની પ્રતિતી થવી જોઇએ, કારણકે સ્થૂળ દેહના જન્મે, પોતે પ્રથમ સતપંથી હતા. અને જન્મની ગળથુથીમાંથી જ જે સંસ્કારો, વારસામાંથી સતપંથની તેમના મન સંસ્કારમાં છાપ પડેલી હતી તેવી છાપમાં શંકાઓ તેમના પિતાશ્રી પ્રેમજી બાપાની હયાતી વખતથીજ થઈ હતી, અને તેમાં નિમિત્ત સ્વામી માધવ તિર્થ અને સ્વામી કૃષ્ણાનંદજીનો ઉપદેશ પણ કારણરૂપ બને છે. તેવા બ્રહ્મવેત્તાઓના સંગથી સતપંથના આદર્શો કે આચાર સંહિતામાંથી આમૂલ પરિવર્તન, ઝડપી ક્રાન્તી કરી. અને તેમણે સતપંથને છોડી દેવાથી માત્ર સંતોષ ન થયો. અને ત્યારબાદ સતપંથને માનનારાઓને મુક્તિ અપાવવા, સદાચારી નીતીને નેવે મુકીને, ઈર્ષા અને ઘૃણાઓની નીતી અપનાવી. અને છેવટના જ્યારે હું સને ૧૯૭૭ના સમયમાં અનાયાસે શ્રી વેલજીભાઈના આશ્રમે મુલાકાતે ગયેલો. ત્યારે તેમણે મારા એકલવાયાનો લાભ લઈને જે ગુસ્સો પ્રગટ કરેલો, તેના પુરાવામાં તુરતજ મારા ઘરે આવ્યા પછીથી મેં તેમના અકળામણના ઉદ્ગારો મારા પત્રોથી પરત કરેલાની નકલો મારી ફાઇલમાં છે. એટલે કહેવાનો હેતુ એ છે કે, એવા સાધકોની સાધનામાં જે કોઈ 'હાજી હા કરે' તેના

પ્રત્યે આદર. અને જે કોઈ હા ની ના કહે. તેના તરફે ક્રોધ, ઈર્ષા અને અકળામણથી જે આજ સુધી તપસ્યા કરી હોય તે તમામ ઘડીભરના આવેશથી નષ્ટ થઈ જાય છે. માટે આજ પછીથી શ્રી વેલજીભાઇ વગેરેએ 'ભૂલ્યા ત્યાંથી ફેર ગણવા' અને 'જાગ્યા ત્યાંથી સવાર' માનીને 'બીજાના દોષ જોવાની મનોવૃત્તિ છોડી દઈને' સ્વયં પોતાના દોષ જોવા ઉપરનાં સ્વામી ચિદાનંદનાં ત્રણ કાવ્યોમાંથી બોધપાઠ લેવાની શરૂઆત કરે, તેટલી વિનંતી છે.

હડમતીયા કમ્પા મુકામે શ્રી વેલજીભાઇના આશ્રમમાં, મેં તેમની લાયબ્રેરીમાં મહાન યોગીઓ રમણ મહર્ષિનાં જીવન તથા અરવિંદ યોગીનાં જીવન ચરિત્રમાં નજર કરી હતી તેવા અરવિંદ યોગીએ પ્રથમ સ્વયં પોતાના સ્થુળ શરીરમાં દૈવી શક્તિનું અવતરણ કરવા માટે 'જેવી સાધના કરી હતી તેવી સાધના' જો શ્રી વેલજીભાઇ હજી પણ શરૂઆત કરશે તો, સ્વયં સ્થૂળ શરીરમાં મન, ચિંતા, બુદ્ધિ અને અહંકારના સ્વયં પોતાના સ્વભાવ ગુણ, કર્મને, પ્રકૃતિના દોષોનું નિરિક્ષણ કરવા અને મનનું તાળું ખોલવાની ચાવી જેને અરબી ભાષામાં કલમો કહે છે. તેવા કલમાનો ભાવાર્થ, સર્વત્ર પ્રભુ છે. એ પ્રેમ તત્વને અરબી ભાષાના શબ્દોના ઉચ્ચારથી સનાતનીઓને સુગ અને આભડછેટ થાય છે. તેવા કલમાના શબ્દો છે. હકકલાહેલાહા ઈલ્લીલાહો મહંમદ રસુલીલાહો તેનું નામ કલમો છે. અને આ કલમાનો ભેદ રાષ્ટ્રપિતા ગાંધીએ સન ૧૯૪૭ની સાલમાં દિલ્હી બિરલા ભવનમાં નિત્ય પ્રાર્થનામાં કુરાનની આયાતો જાહેર સભામાં ઉચ્ચારતા હતા ત્યારે પણ કોમવાદી વિદ્વાનો, આર્ય વિદ્વાનો તેમને પ્રાર્થના સભામાં પ્રશ્નો કરતા હતા. તેના ઉત્તરો જે આપેલ છે તેવાં સાહિત્યનું નામ 'દિલ્હીની ડાયરી' પુસ્તકમાંથી મારી કલમથી સંકલન સન ૧૯૫૭ની સાલમાં 'સબરસ' પુસ્તકમાં એવાં પ્રકરણોની મેં નોંધ કરેલ છે. તે સબરસ પુસ્તક વાંચવાથી પ્રમાણ મળી રહેશે અને સતપંથના આદી સદગુરૂશ્રી ઇમામશાહ બાવાએ તો સ્વ. ગાંધી બાપુના આદર્શો ૬૦૦ વર્ષ પહેલાં જગત સમક્ષ જાહેર કર્યા છે. તેવા આદર્શો વિશ્વ બંધુત્વની ભાવનામાં હમો સતપંથીઓને શ્રદ્ધા છે.

પરંતુ શ્રી વેલજીભાઈએ સ્વામી માધવતીર્થનાં આધ્યાત્મિક ઉપદેશનાં સાહિત્યોમાં એક પુસ્તક 'નામ અને રૂપ'નું પુસ્તક તેમના ત્યાં મારી બીજી વખતની મુલાકાતમાં મને ભેટ આપેલ છે. તેમજ હાલમાં મને એવું જાણવા મળેલ છે કે. શ્રી વેલજીભાઈએ તથા તેમનાં ધર્મ પત્નીએ ગત બે વરસથી, તેમનાં મૂળ નામમાં પરિવર્તન કર્યું છે. તેમજ ગુરૂજી એ ઉપનામકરણવિધી કરાવી છે. તેમાં કીયાં નામ આપેલ છે? તેની મને જાણ નથી. પણ આ સંકલન કરવા સમયનાં મને, હિન્દુ જ્ઞાતીના નામ પરિવર્તન કરનારા બે સંતોની યાદ આવે છે.

(૧) એક સંત જાડેજા રજપુત કુટુંબના જેસલપીર હિન્દુ જ્ઞાતીના હતા. છતાં જેસલપીરની પદવી પામ્યા. તેને અગ્નિદાગ ન દેતાં સમાધી દેવાઈ છે.

(૨) અજમલ રાજાના દિકરા રામદેવ રજપુત જ્ઞાતીના હતા છતાં, બ્રહ્મપદની પૂર્ણાઅવસ્થામાં, નામ પરિવર્તન થતાં રામદેવપીર કહેવાયા, તેની પણ સમાપી છે.

(૩) તેમ મને આ શ્રી વેલજીભાઈના માટે આદર અને પુજ્યભાવ છે. તેમજ તેઓ હાલમાં હિંમતનગર દવાખાને હતા ત્યારે પણ મેં તેમની મુલાકાત લીધેલી હતી અને પરમાત્મા તેમને બિમારીમાંથી નવજીવન પ્રાપ્ત કરે તેવી મારી પ્રાર્થના સતત મનોમન ચાલુ જ છે. આવા જ્યારે પૂર્ણ બ્રહ્મપદને પામવાથી સતપંથ એ જ સનાતન ધર્મ છે. તેવી પ્રતિતી જો વેલજીભાઈને થશે તો તેવા શ્રી વેલજીભાઈના સ્થૂળ દેહમાં યોગી અરવિંદના જેવી દૈવી શકિતનું અવતરણ થશે, તેવી આશા રાખુ છું.

આ પ્રકાશનનું સંકલન આજે તા. ૪–૨–૮૩ ના શુક્રવારના દીને મૌનવૃત ધારણ કર્યા સમયના અંતમાં પૂર્ણ કરતાં છેવટના પ્રકરણમાં 'ભ્રમણાનાં અજ્ઞાન'ના શિર્ષકથી ભજનનું સંકલન જ ગત તા. ૮–૯–૭૭ ના રોજ લીખીકમ્પા મુકામે લવ સતસંગ પ્રસંગે યોજેલો હતો. ત્યારે તેવા હેતુની જાહેર ખબરમાં ઉપરના મથાળાનું ભજન એ સમયમાં જ પ્રસિદ્ધ કરેલ હતું. તેજ ભજન અને તેવી જાહેર પત્રિકામાં, જ

પ્રકાશકોનાં નામો જાહેર થયેલ હતાં, તેવાં જ પ્રકાશકોનાં નામો સહિતની એ જ ભજનની નકલ યાદી નીચે આ પ્રકાશનના અંતમાં પ્રગટ કરીને મારી કલમને, આજ સાંજના ૮-૩૦ કલાકે આ સંકલન પૂર્ણ કરવા બદલ વિસામો આપું છું.





—: ભજન :—

## ભ્રમણાઓ મીટાવવા

(રાગ : આ, દુનિયામાં, ન કરવાનાં કરી રહ્યા સૌ કામ;
કહોને ક્યાંથી રીઝે રામ)

આ, ધનસુરા સમાજવાડીમાં, ન કરવાનાં કરી રહ્યા સૌ કામ;
કહોને ક્યાંથી રીઝે રામ.
'સતપંથ, સૌ પંથોનો રાજા, સમજો શ્રોતાજન;
ટાળો ભ્રમણાનાં અજ્ઞાન,—ટાળો :— ટેક
'પીરાણા' એ સૌની છે સંસ્થા, ધરતી જેવું ધામ;
તેમાં સૌનું છે. સનમાન— તેમાં :— ટેક
સતનું શોધન સૌ એ કરતા, અડસઠ તીર્થ યાત્રા ફરતા;
સૌ ધર્મોનો એક જ દાતા, તેનો કોઈ વિવેક ન કરતા;
પોત પોતાના પંથોમાં રહીને, થાતા સૌ મસ્તાન,
તો તેમાં ખોટું છે અભિમાન —સતપંથ.

નાત જાત ને પંથોના વાડા, એ પંથોના બન્યા અખાડા;
અરસ પરસના ભેદ ન જાણ્યા, એક બીજાથી રહી અજાણ્યા;
પણ એક બીજાના પંથોના માટે, ઉપજે નહી જો માન
તો તેમાં ખોટું છે અજ્ઞાન —સતપંથ.
હિન્દુ અને મુસલમાન જાતી, જે જ્ઞાતીના નામોની ભ્રાંતી;
જાતીની કયાંય પુજા ન થાતી, ગુણ અને કર્મોની પ્રિતી;
નામ અને એ રૂપ જુદાં પણ, સૌમાં અલ્લાહ, રામ –
સમજો સૌમાં આત્મા રામ —સતપંથ.

અંતમાં—

પૂજ્ય ગાંધી બાપુની રામધૂન (લેખક: અનામી અંતર આત્મા)

**'રઘુપતી રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ,**
**ઈશ્વર અલ્લાહ તેરે નામ, સૌને સનમતી દે ભગવાન.'**

| સતપંથી સાધકો અને પ્રકાશકો– | સતપંથી સાધકો અને પ્રકાશકો– |
|---|---|
| ચિ. શાન્તીલાલ રવજીભાઈ | શ્રીમતી સારદાબહેન શાન્તીલાલ |
| ચિ. ચુનીલાલ રવજીભાઈ | ,, સારદાબેન ચુનીલાલ |
| ચિ. રમણુલાલ રવજીભાઈ | ,, વિમળાબહેન રમણુલાલ |
| ચિ. બચુભાઈ રવજીભાઈ | ,, ચંપાબહેન બચુભાઈ |
| ચિ. મનહરલાલ રવજીભાઈ | ,, વિજયાબહેન મનહરભાઈ |



## આજે રેડીયામાં બપોરે ૧૨ વાગે ખાસ કાર્યક્રમ સાંભળવો

આ પ્રકાશનના અંતમાં



**સ્વ. બાબુલાલ દેવજીભાઈનું પ્રતિક શા માટે?** સ્વ. કાનજીદાદાના વારસદારોએ તેમની 'શ્રદ્ધાંજલી' સાચા સ્વરૂપમાં અર્પણ કરવી હોય તો સ્વ. બાબુભાઈના અભ્યાસ શિક્ષણ સમય કાળમાં અમદાવાદથી સન ૧૯૬૭ની સાલમાં લખેલ પત્રો તેમના દુઃખદ અવસાનની તા. ૧૩-૫-૭૨ની અંતિમ કાળની યાદીમાં, જે મારી કલમે સ્વ. બાબુભાઇના જીવન ચરિત્રની સાથે સાથે સમગ્ર સમાજના વાતાવરણનું સાહિત્ય સન ૧૯૭૨ની સાલમાંજ છપાઇને પ્રગટ થયેલ છે. તે સાહિત્યનાં પ્રકરણોની વિગતો, એ સમયે સતપંથી સમાજે કે સ્વ. કાનજી બાપાના કુટુંબીઓએ ધ્યાનમાં લીધેલ ન હતી તેથી તેમની શ્રદ્ધાંજલી સ્મૃતિ ગ્રંથ સાહિત્ય એક હજાર અપ્રગટ હમારા લીખીકમ્પા પડેલ છે. તે જો તેમના રૂણી સબંધીઓ સનાતની કે સતપંથી યુવાનો આજે પણ તેનું મહત્વ વધારી શકે તેમ છે. તેની કિંમત પ્રત-૧ના રૂા. ૨ થી મળી રહેશે.

આનંદપુરા કમ્પા મુકામે દસાવતારની કથા ૧૯૭૨ની સાલમાં હતી તે સમય કાળમાં ધનસુરાથી જાગ્રતી માસીકમાં સતપંથીઓની ટીકા વધુ પ્રમાણમાં થતી હતી. ત્યારે આનંદપુરા કમ્પા દશા અવતારની કથા સમય કાળમાં સતપંથી યુવાનોએ મીટીંગો યોજેલી. તેમાં દરેક યુવાનોએ જે પ્રવચનો કરેલાં હતાં તેમાં સ્વ. બાબુલાલ દેવજીભાઈનું પ્રવચન પણ તેના સ્મૃતિ ગ્રંથ પ્રકાશનમાં છપાઈ ને પ્રગટ થયેલ છે. તેમજ સમગ્ર વાતાવરણનો અહેવાલ ૧૯૭૨ની સાલમાં એ સ્મૃતિ ગ્રંથમાં પ્રગટ થયેલ છે. તે આપ સૌને વિદીત થાય.



## સનાતન ધર્મના આદર્શોની આચાર સંહિતાની આછી રૂપરેખા

(૧) સનાતન એ માત્ર ધર્મ કે સંપ્રદાય નથી. સનાતન એટલે આદ્દી અનાદ્દી કાળમાં જેનો નાશ નથી, તેવું ચિરંજીવ તત્વ સનાતન છે.

(૨) આવું અનાદ્દી તત્વ આત્મા, પરમત્મા, ચૈતન્ય, ખુદાનું નુર, વગેરે નામથી સંબોધન કરી શકાય છે. આવા શાશ્વત તત્વને પારખવા માનવીએનાં મન, પોતાના સંસ્કાર ગુણુ કર્મના પ્રમાણે જ પારખી શકે છે.

(૩) આવા સ્વયં આત્મા પરમાત્મા તત્વને પારખવા માટે જ, જ્યારે જેને જેને જે જે ગુરૂઓ દ્વારા બ્રહ્મ જ્ઞાનની પ્રાપ્તી થાય છે. ત્યારે માયાની ભ્રમજાળ મટી જાય છે. નામ અને રૂપના ભેદભાવ મટી જાય છે, ત્યારે આવા સનાતન તત્વને એકજ સંપ્રદાય કે પંથમાં તેને બહુમાન આપીને અમારો સનાતન ધર્મ તમારો સતપંથ ધર્મ આવા ભેદભાવથી સનાતનીઓની આચાર સંહિતાનું જાહેર પ્રદર્શન થાય છે, માટે તેવા આદ્દી સનાતન તત્વને એટલે કે બ્રહ્મ તત્વને પારખે. સાચા અર્થમાં બ્રાહ્મણ અને સાચા અર્થમાં એ સનાતની મનાય.

(૪) આવા તત્વને પારખનારા દરેક જ્ઞાતી કે પંથમાં મહપુરૂષો થઇ ગયા છે. અને હાલ હયાત છે. મુસલમાન કે ખ્રિસ્તી કે જૈન, પારસી વગેરે જ્ઞાતીનાં નામ છે. તેના ગુણુ કર્મ-આચાર વિચાર જો સનાતનના આદર્શને અનુરૂપ હોય તો તે સાચા અર્થમાં હિન્દુ છે. મુસલમાન જ્ઞાતીમાં સૈયદ કુળ પવિત્ર મનાય છે. પણુ સૈયદ કોણુ ? કે જે સત્ય અને અહિસાના ધર્મના માટે શહિદ થાય કુરબાની આપે તે સાચા અર્થમાં સૈયદ છે. સતપંથી કોણુ ? જે સત્યના કે સનાતનના સિદ્ધાતો મુજબનું આચરણુ કરે તે સતપંથી. હાલમાં જે સંપ્રદાયની રૂઢીઓ કે પુજાઓ કર્મકાન્ડ કરતા હોય અને સનાતનના આદર્શોનું ખંડન કર્તા હોય તો તે સાચા અર્થમાં સતપંથી નથી માટે કચ્છ કડવા પાટીદાર જ્ઞાતી બંધુઓ એ આજના આધ્યાત્મિક યુગમાં દૈવી સમાજનું ઘડતર કરવું જરૂરી જણાય તો આ સનાતન શબ્દને ધર્મની સાથે વાદ વિવાદ ન કરતાં સંપ અને સંગઠન કરવાથી આપણા દૈવી સમાજનું ઘડતર શકય બનશે એજ. (નોંધ કર્યા તા. ૧૬-૨-૮૩)



# 'દૈવી સમાજનું ઘડતર'
# 'સમર્પણ' એટલે શું?
## સમર્પણ માટે બલીદાન આપવા કોણ છે શુરવીર ?

સરીજતી કલમે
લેખક અનામી અંતર આત્મા

નોંધ કર્યા સમય સાંજના ૫ વાગે
તા. ૧૧–૨–૮૩ શુક્રવાર મૌનવાર

કચ્છ કડવા પાટીદાર સમાજના મારા હીત બંધુઓને સતપંથી કે સુધારક સનાતની શિક્ષીત યુવાનોને, હાલના વર્તમાન સમયમાં " સમર્પણ " નો અર્થ કે ભાવાર્થ સૌ કોઈના અનુભવો પ્રમાણે સમજી શકશે. અને સનાતની સુધારક ' સ્વ. નારાયણભાઇ રામજીભાઇએ ' પ્રથમ વિરાણી, સતપંથ છોડયો તેની પાછળ તેમના નેતૃત્વ ' અન્ય જ્ઞાતીબંધુ સતપંથીઓને સુધારવા ' કે ભુલેલાઓને સત્ય સનાતનના રાહ તરફ લાવવા છેલ્લા ૫૦ વર્ષથી પ્રયત્નો કરતા રહેલા છે.

અને તેવા મહાન પ્રયત્નોમાં ભારતમાં જેટલા ' મહાન સંતો, મહાત્માઓ ' તેમના નિકટના પરિચયમાં આવ્યા ' તેટલાઓની ' મદદ મેળવતા રહીને પુરૂષાર્થ કરતા રહેલા છે તેવા ' આધ્યાત્મિક ' ગુરૂઓના સતત સાનિધ્યમાં રહીને તેમની વિદ્યા ભણાવવા માટે ગામડે ગામડે ભારત ભરમાં દેશ–વીદેશમા ' સનાતની મંડળોની ' સ્થાપનાઓ કરી છે તેવું મારી જાણમાં તેમજ નોંધમાં છે જ.

ઉપરાંત ' ધાર્મિક પ્રચારોના ' સાધન પ્રથમ ધનસુરાથી ૧૯૫૫ની સાલના સમયથી ' જાગૃત માસીક ' શરૂ કરેલું છે તેમાં તથા હાલ ગત વરસથી જ ભૂજ કચ્છથી ' પાટીદાર સંદેશ ' ' અખીલ ભારત કચ્છ કડવા પાટીદાર સમાજ તદર્થ સમીતી ' ના સહયોગથી મારા મિત્રોએ પ્રગટ કરેલ છે તે ' પાટીદાર સંદેશ ' નો હું પણ ગ્રાહક છું. તેથી તેમાં સનાતન ધર્મની ' લક્ષ્મી નારાયણ મંદિરોની ' જ્યાં જ્યાં પ્રતિષ્ઠાઓ થાય તેની પ્રસીધ્ધી તથા તેમાં ' પૂજ્ય પાંડુરંગ શાસ્ત્રીનાં ' સ્વાધ્યાય મંડળોની પ્રવૃત્તિઓનો પ્રચાર આવા અખબારોમાંથી સમગ્ર સમાજને પ્રેરણા આપે છે અને આપણા સમાજમાં ' ધર્મોના નામે જડતા ' કે ' અંધશ્રધ્ધા દુર કરવા ' પ્રયત્નો સતત ચાલુ છે જ.

૨. અને આવા હેતુથીજ હાલના ગત તા. ૨૬–૧–૮૩ના ' ધનસુરા સામાજીક શિક્ષણીક સાર્વજનીક સંસ્થા વાડીમાં ' ભવ્ય ધાર્મિક પ્રસંગ ઉજવાયો. તેથી તેવા પ્રસંગોના સંચાલકો સામેના પડકાર કે પ્રતિક રૂપે, એવા પ્રસંગોનેજ સંબોધીને મારી કલમ ચલાવવા સાહસ કર્યું અને જે ' ૧૬ પાનાનુ નમ્ર નિવેદન ' પ્રસીધ્ધ

(૪)

કરેલ છે તેવા 'નમ્ર નિવેદનની' ટાઇપ કોપીઓ ખુબજ મર્યાદિત છે તેથી જો આપ વાચકો ને તેવા 'નમ્ર નિવેદનની' હકીકતો ઉપયોગી જણાય તો તેવા ટાઈપ કરાવેલા નિવેદનને નાનકડી પત્રીકા છપાવીને પ્રસીધ્ધ કરાવી શકાય તેમ છે. તો તેવા અભીપ્રાય મારા સરનામે મોકલી આભારી થશો.

૩ ઉપરાંત મારા અનુભવ પ્રમાણે હાલમાં છેલ્લા ૩૦ વર્ષથી આપણા જ્ઞાતી સમાજના બંધુઓ જે 'મુંબઈના પૂજ્ય પાંડુરંગ શાસ્ત્રીના સાનિધ્યમાં' રહીને 'કચ્છ ગુજરાત ભરમાં, સ્વાધ્યાય મંડળોની' રચના કરવાની ઝૂબેશ જોરદાર પ્રક્રીયા ચાલુ છે. અને ગત વરસે જયારે 'દેસાઈપુરા કમ્પા મુકામે' યોગેશ્વર ભગવાનના મંદિરમાં મૂર્તિઓની પરધામણી તેઓશ્રીના હસ્તે કરાવવામાં આવી જ્યારે તેમનો કીંમતી સમય માત્ર ૧–કલાકના રોકાણ માંટેજ લાખ રૂપીયાના ખર્ચનું ભવ્ય આયોજન કરેલ હતુ અને તેમાં પણ 'સતપંથીઓના' સહકારથી તથા 'સર્વે ધર્મો પંથોના અનુયાયીના સહયોગથી' સંપથી આયોજન કરેલુ. તેવા પ્રસંગમાં પણ મારી પ્રત્યક્ષ હાજરી બે દીવસ હતી તેવા પ્રસંગમાં જે માનવ સંખ્યા ૩૦ હજારની જાહેર સભામાં મે 'મંચ ઉપર બિરાજમાન પૂજ્યશ્રી દાદાની' મુલાકાત લીધેલી હતી અને તેવી 'ઈતીહાસીક મુલાકાત યાદીમાં' મેં મારા ઉદગારો લેખીત નમ્ર વિનંતી પત્રથી અર્પણ કરેલ હતા તેમજ તેની સાથે સાથે ત્રણ પ્રકારનાં પ્રકાશનો મારી કલમથી લખાયેલ છપાયેલાં તે ભેટ અર્પણ કરેલ હતાં. તે માહીતી નીચે મુજબ છે.

૧ પ્રકાશન સને ૧૯૭૩ની સાલમાં 'પૂજ્ય પાંડુરંગ શાસ્ત્રી' હિંમતનગર પધારેલા હતા. ત્યારે હાઈસ્કુલમાં તેમનું પ્રવચન શિર્ષક નામ 'શ્રેષ્ટ બનો, સુંદર બનો' આ વિષયનુ પ્રવચન મે જયારે છપાવેલું ત્યારે એ, સમયનો કાળ કેવો હતો ? તે કોઇને જાણ ન હોવાથી સહજ યાદ અપાવીશ કે, એ સમયમાંજ 'દેસાઈપુરા કમ્પાના હમારા જમાઈ શ્રી વિઠલભાઇ પટેલના પિતા શ્રી પુંજાભાઈ ભાણજીભાઇનુ' અકાળે દુઃખદ અવસાન થયુ હતુ. ત્યારેજ તેવા દુઃખદ પ્રસંગમાં પણ દીલસોજી આશ્વાંસન મેળવવાને, 'પૂજ્ય પાંડુરગ શાસ્ત્રીના' પ્રવચનને ઝડપી 'બાયડ સાધના પ્રેસમાંથી' છપાવીને પ્રસિધ્ધ કરેલ. તેને 'સ્વ. પુજાભાઇના બારમાના' દિવસેજ 'વિઠલભાઈ પટેલના નામથી' એ પ્રગટ થયેલ પ્રકાશનને ભેટ, સગ કુટુંબીઓને અર્પણ કરી હતી. તેવી પ્રવચનની યાદી આ પ્રસંગે મે' 'પૂજય શ્રી પાંડુરંગ શાસ્ત્રીને' અર્પણ કરેલ હતી.

૨ બીજુ પ્રકાશન :– 'દેસાઈપુરા મુકામેજ' ગત તા. ૩૦–૪–૮૦ના રોજ 'સતપંથી મંદિરના' ઉદઘાટનની યાદીમાં જે મારી કલમે 'સતપંથી બાળપોથી' પ્રગટ કરેલ તે પ્રકાશન ભેટ અર્પણ કરેલ હતું.

૩ ત્રીજુ પ્રકાશન :– 'સબરસ પુસ્તક' મારી કલમે–સને ૧૯૫૭ની સાલમાં

(क)

તેમજ એ પ્રસંગમાંથીજ મે 'દશાવતાર પુસ્તક, પાંડુરંગ શાસ્ત્રીનાં પ્રવચનોનું' સાહિત્ય ખરીદ કરેલું તે પુસ્તકમાંજ હસ્તાક્ષર સહી પૂજ્ય દાદાની મે એ વખતે મંચ ઉપરની મુલાકાત યાદીમાં લીધેલ, તે મારી લાયબ્રેરીમાં છે.

ઉપરાંત હાલમાંજ આગામી તા. ૧૮-૨-૮૩ના મોડાસા મુકામે જયારે 'પુજય દાદા, પાંડુરંગ શાસ્ત્રીના' એકાદ બે કલાકના આગમન માટે, લાખો ભાવીક બંધુ બહેનોની માનવ મેદનીને સંબોધન કરવા અને ખાસ કરીને તો 'વૃધ્ધો અને પુખ્ત વયનાઓનેજ નૂતન પ્રાણ કે ચેતના જાગૃત કરવા' આવનારા છે. તેવા સમયમાં આવુ પ્રકાશન 'સતપંથી કે સનાતનીઓની ધર્મની' સનાતન આચાર સંહિતામાં 'માન્યતાની ભ્રમણા કે ભુમિદાગ અગ્નિદાગના' વિષયના 'મત ભેદો ભૂલાવવા અને સંપ અને સંગઠન' માટે ગુણગ્રાહી બનવાની, સદાચારી નીતીની આ સાદી વાતો, કોને કેટલી ઉપયોગી થશે? તે વાંચકોના મનની 'જેવી સદવૃતિ, તેવી તેમની મનો ભાવનામાં' પરિવર્તન સમય કાળને અનુરૂપ થશે. અને આ 'પ્રકાશનના પ્રત્યાઘાતો' કેવા પડશે ? તે અંગે એક વખત કદાચ હજી વધારે સંઘર્ષો પણ થાય છતાં 'સમુદ્ર મંથનમાંથી ઝેરના બદલે ૧૪ રત્ન નીકળશે તેવી મારા દિલમાં આત્મ શ્રદ્ધા અને વિશ્વાસ છે.' અને ઉદાહરણ છે કે જેમ બિરલા ભવનમાં બે હાથ જોડીને નમ્રતાથી પ્રાર્થના કરતા 'મહાત્મા ગાંધીજીને' પ્રાર્થના સભામાંજ આપણા હિન્દુ જ્ઞાતીના હાથે 'કુરબાની અને બલિદાન અપાયુ.' તેમ મારી કલમના વિષયમાં પણ સને ૧૯૬૮ની સાલમાં જયારે 'ત્રિમાસીક અખંડ જયોતિ' ચાર અંકો પ્રગટ કરેલા હતાં ત્યારે પણ મારા સરનામે મારા ઉપર નનામા પત્રોથી કોઇએ ધમકીઓ આપી હતી. અને 'મને દેખે ત્યાંથી ઠાર કરવા એલાન આપેલ હતુ' તેમ છતાં એવા પ્રથમ અંકની પ્રસિધ્ધી પછીના બીજાજ અંકમાં મે એવા નનામા પત્રને અસલ તેનીજ ભાષાનો નમુનો છપાવી પ્રસિધ્ધ કરેલ હતો અને તેવા ભાઇને તેમ કરતાં પહેલાં જે મારી પાછળ કુટુંબ પરિવાર છે. તેવા આ પ્રતિકમાં ધર્મ પત્ની કુવર બહેન તથા મારા ઘર સંસારની કેવી હાલત કેવી દશા થશે? તેવું કૃત્ય કરનારાને ગમ ખાવા મારા કુટુંબના પ્રતિકનો ઉપયોગ કર્યો હતો અને તેનું પરિણામ પણ સંતોષ કારક આવેલ હતું કે એવા નનામા પત્રો લખનારા મારા અપરિચિત બંધુની 'મનોવૃત્તીમાં આમુલ પરિવર્તન આવેલ' હતું તેવા ભુતકાળના સંઘર્ષોની આ કરૂણ કહાની પ્રગટ થાય છે. અને ઉપરના ઉદાહરણ મુજબ આ હાલના સંજોગોમાં આવી જાતનું પ્રકાશન પ્રગટ કરિને 'સતપંથ સમાજના જ્ઞાતી બંધુઓની કાયરતામાંથી નિર્ભયતા' પ્રાપ્ત કરવા આ પ્રગટ થતા સાધનથી 'સનાતની સુધારકો જ્ઞાતીબંધુઓને મન-દુ:ખ અને ઉશ્કેરાટ પણ થાય' તે સહજ સ્વભાવીક માનવ પ્રકૃતીના ગુણ છે. તેમ છતાં સર્વેને ગમખાઇને, આ પ્રકાશનનો હેતુ એક બીજાએ નિખાલસ પણે સમાગમ કરીને, જે શંકાં વહેમો કે ગેર સમજુતીઓ દૂર કરવાની શરૂઆત કરવા નમ્ર વિનંતી છે અને તેમ કરવાથીજ આપણા જ્ઞાતી સમાજમાં 'દેવી સમાજનું ઘડતર થઇ શકશે.'

# (ड)

અંતમાં ગત નૂતન વર્ષની યાદમાં, 'કપડવંજના શ્રિમંત શાહ મફતલાલ તથા શાહ વિનોદભાઈ તથા શાહ **શ્રી** શાન્તીલાલભાઈએ સ્વ. વિમળાબહેનના' અવસાનની સ્મૃતિ, યાદમાં '**સર્મપણ**' નામનું 'અમૃતબિન્દુ' સદ વિચાર પરિવાર તરફથી પ્રસિધ્ધ કરાવીને, મારા સરનામે તેમણે ભેટ મોકલેલ. તેનુ વાંચન મનન કરેલ અને તેવા તેમની ભેટના ઋણના બદલામાં મારી કલમથી આ પ્રકાશન પ્રગટ થાય છે. તે પ્રકાશનની ભેટ તેમના સરનામે મોકલી તેમના ઋણ ચૂકવવા વિચારેલા છે.

**અંતમાં, અંતરમાના અનુભવની સાદી વાતો : જયાં ન પહોંચે રવી**
**ત્યા પહોચે કવી જયાં ન પહોંચે કવી ત્યાં પહોંચે અનુભવી**

તેવા આ કાવ્યના ભેદ ભાવાર્થ મુજબ, 'જ્ઞાન ચક્ષુથી તથા આત્મા પરમાત્માના અનુભવથી' આ પ્રકાશનના વિષયોને મનન પુર્વક વાંચન કરવા વિનંતી છે. અને આપણો સમાજ હાલમાં 'ભૌતીક સંપતિ વધારવાની' હરીફાઈમાં હાલ બધા મશગુલ હોય તેમ જણાય છે. ત્યારે એવી સંપત્તિનું નામ 'લક્ષ્મી દેવી છે. આવી લક્ષ્મી' આપ સરવેની 'દાસી બનીને, ખમાં ખમાં કરે છે.' અને સુખ તથા સાહેબીમાં–કમાણી માટે વાડી, ફરવા માટે ગાડી, બંગલા અને મોજ માણવાને 'મન ગમતી આજ્ઞાકિંત લાડીને' રીઝવવા માટે 'સુખ સંપતીનાં ભૌતીક સાધનોનો' સંગ્રહ કરવામાંજ 'જીવન સમર્પણ' કરવા તરફ આંધળી દોડ શરૂ થઇ છે. તેમ છતાં તેવાંઓના મનમાં સાચું સુખ કે શાન્તી હોતી નથી 'લોભ, સ્વાર્થના શત્રુઓ દીલમાં કબજો કરી બેઠા છે.' તેવા સંજોગોમાં પણ, 'આપણા સમાજના દેવી ઘડતર માટે હાલે શુ કરવુ જરૂરી છે? 'જીવનમાં કઇ વસ્તુની ખોટ છે?' તે એક જ વાકયમાં જણાવીશ કે 'સમર્પણ, કુરબાની અને ત્યાગ વૈરાગની જરૂર છે. તેવા ત્યાગ વૈરાગનું' પ્રથમ પગથીયુ જે સ્વયં 'પોતેજ બ્રહ્મસ્વરૂપ છે- તેવું સ્વ સ્વરૂપના આત્મ તત્વજ્ઞાનની પ્રતિતી પ્રથમ થાય તે માટે આધ્યાત્મિક સંતો મહાત્માઓનાં' શરણથી આપણા 'સનાતની કે સતપંથી બંધુઓને' દરેકને અધિકાર છે, કે 'આત્મા પરમાત્માની' ઝાંખી જરૂર થશે. અંતમાં એક કાવ્ય યાદ અપાવીશ કે જે દિલ્હી પગપાળા પ્રવાસના વિદાય સમારંભ તા. ૧૪–૯–૮૧ના હાઈસ્કુલમાં મે 'એકજ કાવ્ય સંભળાવેલુ' તે કાવ્ય અત્રે લેખીત જાહેર કરીને વિરમુ છું.

'સરસ્વતી અને લક્ષ્મી બે બહેનોમાં પણ ગુણ તથા કર્મમાં ફેર છે. અંતમાં 'સરસ્વતી મેળવવી શીરના સાટે પણ લક્ષ્મીતો તોબીયાની તેર છે. અંતમાં, જેમ 'વિર અર્જુનનો પુત્ર અભિમન્યુએ' મહાભારતના ચક્રાવાયુધમાં 'સાત કોઠા જીતવા સાહસ કર્યું. સાતમો કોઠો' છાણ માટીનો હતો છતાં તે એકલ વીરને કર્તવ્ય નિષ્ઠાનું ઉદાહરણ મારા જીવનને આંશ્વાસન રૂપ સમાન છે અને આ પ્રકાશન કોઇ એકજ આસને નિવૃતીથી સ્થિર બેસીને લખાયુ નથી તેથી લેખના ગુણ દોષને દર ગુજર કરશો. એવી આશાએ આજ રાત્રીના ૧૨ વાગે

સને ૧૯૬૫ના સમય કાળના પાગલ પ્રેમીના અંતરના

કાવ્ય રચના નોંધ
મત તા ૧૯-૨-૭૬ રાત્રીના

# ઉદ્ગારો

: લેખક :
અંતરઆત્મા પાગલ પ્રેમી

(રાગ : ગઝલ-દયાની ભીખ)

દયા કર, તૂ, દયા કર, તૂ, દયાનો, હું. ભીખારી છું;
દયા સિંધુ, દયા કર, તૂ, દયાનો, હું, ભીખારી છું ટેક
હતો હું, બાળ સ્વરૂપે, બાંધ્યાં, મિંઢળ હાથે મારી; (૨)
એ, મિંઢળની રક્ષા કાજે, દયાની, ભીખ છે મારી. ૧
સતપંથ, માર્ગ શુરાનો, જતાં પંથે કંટક ભારી; (૨)
એ, સંકટ દૂર કરવાને, દયાની ભીખ છે મારી; ૨
સતપંથ ધર્મ છે વહાલો, સૌને એ, પ્રાણથી પ્યારો; (૨)
મગર આ, પંથમાં માયા, મૂકીને તૂ, રહ્યો ન્યારો. ૩
મદદ લેવાને હું ભમીયો, ભૂમી ભારતની સારી; (૨)
નિરાશ થઈ આજ હું. બેઠો, દયાની, ભીખ છે મારી. ૪
મદદ માગું જો દુનિયાની, મને પાગલ, સહુ સમજે; (૨)
મદદ માગું અરે માલીક, દયાની ભીખ છે મારી. ૫
પ્રહલાદ, હરિચંદ્રને પાંડવ, જતાં સતપંથની, રાહે; (૨)
સંકટ પડીયાં તેને ભારી, દયાની ભીખ છે મારી. ૬
વિકટ સમયે, અરજ મારી, સાંભળજે, નાથ ગીરધારી; (૨)
બની નિર્લજ, શું બેઠો, જશે, એ લાજ પણ તારી. ૭
દયા જો હોય તારી તો, નથી મને બીક દુનિયાની, (૨)
તારા સ્વરૂપ ની માંહે, ભળી જાવું છે ગિરધારી. ૮
તૂજ, સ્વરૂપ શોધવા માટે, વિકટ સતપંથનો રસ્તો; (૨)
છતાં એ, મોક્ષની બારી, ઉભો હું એક ભિખારી. ૯
નિરાશામાં ફળે આશા, તેવો હુ ભાગ્યશાળી છું, (૨)
નથી મને ભય કે શંકા, અંતે વિશ્વાસ છે ભારી ૧૦
દયા જો હોય તારી તો, અરજ આ સુણજે મારી; (૨)
અંતર આત્મા, દયા કર તૂ, દયાની ભીખ છે મારી. (૨)
ભીખારી હું, ભીખારી છું, દયાની ભીખ છે મારી ૧૧

છપાવવા શરૂ કર્યા :
તા. ૧૦ ૨—૮૩
હિંમતનગર

છપાઇ પૂર્ણ થયા :
તા ૧૬—૨—૮૩
હિંમતનગર

અભણ છતાં એ;
આ જ્ઞા કી ત છે,
કુંવરબહેન છે તેનું નામ;

●

નોંધ:—તા. ૩-૨-૮૩
પ્રભાતે ૫-૦૦ વાગે.

પતિને પરમેશ્વર સમજી;
કરે છે, ઘરના કામ;
મારા કાર્યમાં સહભાગી;
દૈવી શક્તિ, પ્રેરણા મૂર્તિ

●

સંકલન, શુક્રવાર મૌનવાર

લેખક : અંતરઆત્મા

## —* સૌની સાથે છતાં એકલવાયો, કર્મયોગી *—

### —* અંતરઆત્માના ઉદ્ગારો *—

ડગલે ડગલે સાવધ રહીને, પ્રેમળતા પ્રગટાવે જા;
અંતરના, અજવાળે વીર;, પંથ તારો કાપે જા.
કાંટા આવે, સંકટ આવે, ધોમ ધખતી ધરતી આવે;
ખાંડાની ધારે ને ધારે, ધૈર્ય ધારી ચાલ્યો જા. ડગલે....
હિંમત તારી ખોતો ના, સ્વાર્થ સામે જોતો ના;
શિસ્ત, શાંતિ ને સેવાનો, તું, પાઠ સૌને આપે જા ડગલે....

શું ! આપને, સમાજ સેવાનાં કાર્યો કરવા તમન્ના છે ?
શું ! આપને, જીવનનો, ધ્યેય કે સિદ્ધાંતો હાંસલ કરવા છે ?
શું ! આપને, સતપંથી, કે, સનાતનીઓને, સ્વધર્મનું પાલન કરવું છે ?
જો આપને તેવી, તમન્ના, લગની કે, જીજ્ઞાસા હોય તો,
આપણા હૃદય સિંહાસન ઉપર, જે સેતાન બિરાજમાન છે
તેવા સેતાનની મનની વૃતીના સ્વભાવને વિવેક બુદ્ધિથી વશ કરો !
કારણ ? 'એ દાનવ મહા બળવાન છે. દશ મસ્તક ધારણ કરનાર છે !
'વર્તમાન યુગમાં એ સેતાન પોતાનું મન, મહા બળવાન છે.
એ, એ. સેતાન કાળીંગાના દળને મારનારો માલીક પણ અંદર છુપાયેલો છે.
એ છુપાયેલો તે માલીક આત્મા, એ આપણો અંતર આત્મા જ પરમાત્મા છે.
'એ, અંતરઆત્મા, અસંખ્ય અનંત કરોડ માનવીઓના માનવ મંદિરોમાંજ બિરાજમાન, અંતરઆત્મા છે. આ પ્રગટ થતો અહેવાલ, અને આ લેખકનો પણ અંતરઆત્મા, આપ સૌના દિલમાં જ બિરાજમાન છે. છતાં આપથી અજાણ્યો, એ, અંતરઆત્મા છે. તેવા આપના જે નિકટમાં રહેતા, આપના જ દિલમાં વસતા, 'અંતરઆત્માને' આ 'દર્પણ' રૂપી અહેવાલમાં 'આંખો બંધ કરી નિરખો.' 'ખુલ્લી આંખે નહી દેખો.' માટે 'આંખો બંધ કરી, સાધના કરી, દર્પણમાં આત્માસ્વરૂપને નિરખો.

આત્મા, અંતરઆત્મા એ જ પરમાત્મા છે.

આ